# અર્પણ

ન્યાયામ્ભોનિધિ, તપાગચ્છાધિપતિ આત્મારામજી વિજયાનંદસૂરીશ્વરજી પટ્ટાલંકાર શાંતમૂર્તિ આચાર્ય વિજયકમલસૂરીશ્વરજી પટ્ટાલંકાર આચાર્ય વિજયદાનસૂરીશ્વરજી પટ્ટાલંકાર સિદ્ધાંતમહોદધિ આચાર્ય વિજયપ્રેમસૂરીશ્વરજી પટ્ટાલંકાર અનેકગુણ-સમલંકૃત ગીતાર્થ વિશાળગચ્છાધિપતિ વ્યાખ્યાનવાચસ્પતિ તાર્કિકશિરોમણિ,

**આચાર્ય વિજયરામચંદ્રસૂરીશ્વરજીને**



આચાર્ય વિજયરામચંદ્રસૂરીશ્વરજી

---

## અર્ઘ્ય

મારી આ કૃતિ કવિ ઋષભદાસ – એક અધ્યયન અને મારા સમગ્ર મહાનિબંધ સત્તરમા શતકના પૂર્વાર્ધના જૈન ગુજરાતી કવિઓ માટે મને માર્ગદર્શન આપનાર ભારતીય સાહિત્ય અકાદેમીના અધ્યક્ષ સુપ્રસિદ્ધ ગુજરાતી કવિવર્ય અને સાહિત્યકાર

**શ્રી ઉમાશંકર જોશીને**

## વિષયાનુક્રમ

પૂ. આ. વિજયલક્ષ્મણસૂરિ જૈન ગ્રંથમાળા ગ્રંથ ૧૦:

# કવિ ઋષભદાસ

## (એક અધ્યયન)

પ્રો. ડૉ. વાડીલાલ જીવાભાઈ ચોકશી, એમ. એ. પીએચ. ડી.
(ભૂતપૂર્વ પ્રાકૃતના પ્રોફેસર- ગુજરાત કૉલેજ, પાટણ કૉલેજ, ગુજરાતીના
પ્રોફેસર-ખંભાત કૉલેજ, ડાકોર કૉલેજ, તલોદ કૉલેજ અને ગોખલે કૉલેજ)

પ્રાપ્તિસ્થાન :-
(૧) ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધીરોડ, અમદાવાદ ૧
(૨) પ્રો. ડૉ. વાડીલાલ જીવાભાઈ ચોકશી. ૨૭, જૈનનગર, પાલડી, અમદાવાદ-૭
(૩) શ્રી આત્મકમલલબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર, ૬, જ્ઞાનમંદિર રોડ,
દાદર, બી. બી., મુંબઈ-૨૮

Kavi Rushabhdas - A Study by Dr. V J Choks
Published by Shri A Jain Jnanmandir, 6, Jnan
mandir Road, Dadar, Bombay 400028 1979 Rs 14

આમુખ
અધ્યાપક કેશવરામ કા શાસ્ત્રી,
મહામહિમોપાધ્યાય, વિદ્યાવાચસ્પતિ



પ્રત : ૧૦૦૦

પ્રથમ આવૃત્તિ માર્ચ ૧૯૭૯

કિંમત રૂા ૧૪-૦૦

મુદ્રક
શારદા મુદ્રણાલય, પાનકોર નાકા,
અમદાવાદ-૩૮૦ ૦૦૧

પ્રકાશક
શ્રી આત્મકમલલબ્ધિસૂરીશ્વરજી જૈન જ્ઞાનમંદિર
૬, જ્ઞાનમંદિર રોડ, દાદર બી બી, મુંબઈ ૨૮

# અર્પણ

ન્યાયાંભોનિધિ, તપગચ્છાધિપતિ આત્મારામજી વિજયાનંદસૂરીશ્વરજી પટ્ટપ્રભાકર શાંતમૂર્તિ આચાર્ય વિજયકમલસૂરીશ્વરજી પટ્ટાલંકાર આચાર્ય વિજયદાનસૂરીશ્વરજી પટ્ટપ્રભાકર સિદ્ધાંતમહોદધિ આચાર્ય વિજયપ્રેમસૂરીશ્વરજી પટ્ટાલંકાર અનેકજન-સમકિતદાયી, વિશાળ ગચ્છાધિપતિ, વ્યાખ્યાનવાચસ્પતિ, તાર્કિકશિરોમણિ,

**આચાર્ય વિજયરામચંદ્રસૂરીશ્વરજીને**



આચાર્ય વિજયરામચંદ્રસૂરીશ્વરજી

---

## અર્ઘ્ય

મારી આ કૃતિ 'કવિ ઋષભદાસ – એક અધ્યયન' અને મારા સમગ્ર મહાનિબંધ 'સત્તરમા શતકના પૂર્વાર્ધના જૈન ગુજરાતી કવિઓ' માટે મને માર્ગદર્શન આપનાર ભારતીય સાહિત્ય અકાદેમીના અધ્યક્ષ સુપ્રસિદ્ધ ગુજરાતી કવિવર્ય અને સાહિત્યકાર

**શ્રી ઉમાશંકર જોશીને**

## વિષયાનુક્રમ

# આમુખ

ડૉ. ચોકશીએ 'સત્તરમા શતકના પૂર્વાર્ધના જૈન ગુજરાતી કવિઓ' એ વિષય ઉપર મહાનિબંધ રજૂ કરીને ડૉકટરેટની પદવી પ્રાપ્ત કરી છે ઘણા વર્ષો ઉપર ગુજરાત વિદ્યાસભાના અનુસ્નાતક ભવનમાં અમે હતા ત્યારે આરંભના દિવસોમાં ડૉ ઉમાશંકર જોશીને મળવા ડૉ ચોકશી અવારનવાર આવતા ત્યારનો એક સન્નિષ્ઠ અભ્યાસક તરીકેનો એમનો મને પરિચય છે એમની લાક્ષણિકતા એમના સ્વભાવની ઋજુતામાં રહેલી છે અર્ધમાગધીના સંપાદન ક્ષેત્રે પણ એમની સેવા ગુજરાતને વર્ષો ઉપર મળી છે મારા નાના ભાઈ પ્રો નાગરદાસ કા બ્રાહ્મણિયાના તો ગુજરાત કૉલેજના એ સહાધ્યાયી હતા ત્યારથી જ એમની વૃત્તિ નિર્માન રીતે અન્તર્મુખી હતી અને એજ એઓ આજે સુવેતેરને આરે ઊભા છે ત્યારે પણ રહી છે એમણે ધાર્યું હોત તો અર્ધમાગધીના વિષયમાં ડૉકટરેટની પદવી પ્રાપ્ત કરી હોત, પણ અર્ધમાગધીના યુનિવર્સિટીમાન્ય માર્ગદર્શકને અભાવે એમણે પસંદ કર્યો વિષય ગુજરાતી ભાષાના ક્ષેત્રનો, અને જેમના વિષયમાં પ્રસિદ્ધ થયેલી થોડી રચનાઓ સિવાય જાણવાનો પ્રયત્ન નહોતો થયો તેવા ખંભાતના ગણ્યકોટિના મધ્યકાલીન સાહિત્ય સ્વામી ઋષભદાસ અને એ યુગના અગ્રગણ્ય જૈન સાહિત્યકારોની સાહિત્ય કૃતિઓનો અભ્યાસ આપવાનો દૃઢ સંકલ્પ કર્યો એનું શુભ પરિણામ એ એમના મહાનિબંધમાંથી તારવેલી ઋષભદાસ ને લગતી આ અભ્યાસ-રચના એમણે આ 'અધ્યયન'ના આરંભમાં ઋષભદાસના પૂર્વજો વિશેની હકીકત કવિની કૃતિઓના અંત ભાગમાંથી કવિએ આપેલા શબ્દોમાં રજૂ કરીને પ્રામાણિક રીતે સુલભ કરી આપી છે એ પછી આપેલી 'કવિના વતન ખંભાત વિશે વિસ્તૃત માહિતી' પણ અન્યાન્ય ગ્રંથોના હવાલા આપી રજૂ કરી આપી છે સંશોધનનો પ્રાણભૂત સિદ્ધાંત 'નામૂલં લિખ્યતે કિંચિત્' –આને સુસ્ત રીતે પાળવામાં ડૉ ચોકશી સભાન રહ્યા છે ઋષભદાસના ધર્મગુરુઓ વિશે ખ્યાલ આપ્યા પછી કવિની ગૃહસ્થતા અને સરસ્વતી

ભક્તિ ઉપસાવવાનો પ્રયત્ન જોવા મળે છે.

એમણે ઋષભદાસની પ્રસિદ્ધ-અપ્રસિદ્ધ મળી નાની મોટી ૩૯ રચના અભ્યાસને માટે પ્રાપ્ત કરી હતી, જેનો કૃતિવાર અભ્યાસ આપ્યો છે. નકામું લંબાણુ ટાળવાનો પ્રયત્ન કરી વિગતો વાચનક્ષમ કરી આપી છે. એમણે કૃતિઓમાં વપરાયેલ ઢાળોને લક્ષ્યમાં રાખી 'કુમારપાલરાસ'માંની ૩૮ જેટલી ઢાળો તારવી આપી છે, જે આ વિશેનો વિશિષ્ટ અભ્યાસ કરનારા વિદ્યાર્થીઓને કામ લાગે તેવી છે. ભિન્ન ભિન્ન રચનાઓમાં આવતાં સુભાષિત તો ત્યાં ત્યાં પ્રસંગ મળતાં ઉદાહૃત કર્યાં જ છે. યથાસ્થાન પ્રાપ્ત અલંકારો વિશે પણ પ્રકાશ નાખવાનો પ્રયત્ન કર્યો છે.

કવિનો કવનકાલ ઈ. સ. ૧૬૦૦થી ૧૬૩૫ સુધીનાં ૩૫ વર્ષોનો ગણાય. ઈ. સ. ૧૫૭૫માં જન્મ હોઈ ઈ. સ. ૧૬૦૦ આસપાસ એમણે સાહિત્યસર્જન શરૂ કર્યું કહી શકાય. આમ લગભગ ચારેક દાયકાની એ કવિની પ્રવૃત્તિ છે.

પ્રમાણમાં અલ્પખ્યાત છતાં કવિ તરીકે ખંભાતના જ વિષ્ણુદાસના સમયમાં ઋષભદાસની સાહિત્યોપાસના થઈ છે એ નોંધપાત્ર છે. આવા એક મધ્યકાલીન સાહિત્યકારની કૃતિઓનો અભ્યાસ, આવા પ્રકારના અભ્યાસ કરનારાઓને પણ, એક સાચો રાહ બતાવનારો થશે એવો મને વિશ્વાસ છે. ડૉ. ચોકશીની આ સેવા એના આસ્વાદકોને આનંદ આપશે જ એવી શ્રદ્ધા છે.

મધુવન, એલિસબ્રિજ, અમદાવાદ-૬. કેશવરામ કા. શાસ્ત્રી
તા ૧૦-૧-૭૯

# પ્રાસંગિક

પ્રો. શ્રી વાડીલાલ જીવાભાઈ ચોકસી M A P H D ખંભાતના વતની છે અને નાની વયથી જ વિદ્યાક્ષેત્રમા ઝુકાવી આગળ વધ્યા છે ઉચ્ચ કક્ષાનુ શિક્ષણ પ્રાપ્ત કર્યા પછી ભાગ્યે જ ધર્મશ્રદ્ધા જોવા મળે છે પરંતુ–સ્થંભનપુરની પુણ્ય ભૂમિ ધર્મ સંસ્કારથી ભરી ભરી માતા પિતાની પ્રેરણા અને ગુરુઓના સમાગમથી તેમની ધર્મ પ્રત્યેની શ્રદ્ધા અતૂટ અને અખૂટ છે તેથી મને વિશેષ આનંદ થાય છે હુ પણ સંસારી પક્ષે ખંભાતનો વતની છુ અને થોડા સમય માટે મારા તેઓ વિદ્યાગુરુ હતા, એટલે સ્હેજે મને તેમના પ્રત્યે પક્ષપાત હોય. તેઓ વાસ્તવમા ગુણીયલ વ્યક્તિ છે ધર્મશ્રદ્ધાળુ છે અને વિદ્વાન છે

વર્ષો પૂર્વે તેમણે મને વાત કરી હતી કે શ્રી ઋષભદાસ કવિ, માન્ય વ્યક્તિઓ— કવિઓ અને વિદ્વાનો વિષે મે કંઈક લખ્યુ છે અવસરે પ્રગટ કરવાનો મારો વિચાર છે તેમની સાથે પત્રવ્યવહાર પણ ચાલુ રહેતો મને થયુ કે શ્રી વાડીભાઈના કાર્યને– તેમના લખેના સાહિત્યને મારે પ્રોત્સાહન આપવુ જોઈએ મે નક્કી કરી તેમને જણાવ્યુ અને તેમણે ઉત્સાહિત થઈ તે કાર્ય શરૂ કર્યું તેનુ પ્રથમ શુભફળ તે આ 'કવિ–ઋષભદાસ —એક અધ્યયન ' આચાર્ય લક્ષ્મણસૂરિ ગ્રંથમાળા નો તે ૧૦મો ગ્રંથ છે

શ્રી ઋષભદાસ કવિ વિષે તેમણે ઘણી ઘણી હકીકતો – વિગતો પુસ્તક મા વણી લીધી છે બહુ પ્રકાશમા નહિ આવેલા આવા પ્રાચીન પુરુષો પ્રત્યે અહોભાવ વ્યક્ત કરી તેમને પ્રકાશમા લાવતું સાહિત્ય પ્રગટ કરી સાચે જ તેઓ યશ અને પુણ્યના ભાગી બને છે

મે તેમને તેમના લખેલા અન્ય પુસ્તકોને પણ પ્રગટ કરવા જણાવ્યુ છે તદનુસાર તેમની સાહિત્યપ્રવૃત્તિ ચાલુ રહેશે અને અવનવા ગ્રંથો, ઇતિહાસ, પ્રાચીન કવિઓની પ્રસાદી વ૦ જનતાના કરકમળમા અવાર નવાર મૂકતા રહેશે જેથી આ વિષયના જિજ્ઞાસુઓને અવનવુ જાણવા

જાગશે, પ્રેરણા મળશે, પ્રોત્સાહન મળશે, અનુમોદનાના ભાવો હૃદયમા જાગશે તેમા ઘણો ઘણો લાભ સમાયેલો છે બહુ પ્રકાશમા નહિ આવેલા કવિરત્નોની પૂરી પિછાન થતા ગુજરાતી સાહિત્યકારોને પણ અનહદ આનદ થશે, અને ગુજરાતી સાહિત્યની સમૃદ્ધિમા પણ તેથી વધારો થશે

તેમની ભાષાશૈલી તદ્દન સરળ અને સ્વચ્છ છે. એટલે વાંચતા વાચકોના હૈયા રસતરબોળ બનશે એ હકીકત છે મારા તેમને હાર્દિક મગળ આશીર્વાદ છે મારા તરફથી તેમને પૂર્ણ સહકાર અવશ્ય મળતો રહેશે ઉત્તરોત્તર પ્રગતિ કરી અવનવુ સાહિત્ય તેઓ પીરસ્તા રહે એજ એક હાર્દિક કામના

શ્રી નમિનાથજી
જૈન ઉપાશ્રય,
પાયધુની, મુંબઈ ૩
તા ૧૬-૧ ૭૯

શ્રી લબ્ધિ-લક્ષ્મણસૂરિ-શિશુ
કીર્તિચદ્રસૂરિ.

# સ્મરણાંજલિ

સોળમા શતકના પૂર્વાર્ધના ખંભાતના કવિ ઋષભદાસ મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના અગ્રણી ગુજરાતી કવિઓમા પોતાનુ વિશિષ્ટ સ્થાન ધરાવે છે જૈનેતર કવિઓમા તે તેમના અનુગામી મહાકવિ પ્રેમાનંદ અને શામળદાસ તેમજ નર્મદાશંકર અને દયારામની હરોળમા બિરાજે છે. જૈન કવિઓમાં તો તેમનુ સ્થાન તેમના સમકાલીન મહાકવિઓ કવિ નયસુંદર અને કવિ સમયસુંદરની સમકક્ષાએ આવે છે તેમણે પાત્રીસેક જેટલી મોટી પદ્યકૃતિઓ અને ચારસો ઉપરાત ઊર્મિગીતો, સ્તવનો, સજ્ઝાયો અને થોયો આદિનુ વિપુન સાહિત્ય સર્જ્યુ છે વિપુલતા તેમજ ગુણવત્તા બન્નેની દષ્ટિએ તેઓ નયસુંદર, સમયસુંદર અને પ્રેમાનંદની હરોળમા આવે છે આપણા મહાવિદ્યાલયોમા ગુજરાતીને વિશિષ્ટ સ્થાન અપાયુ તે પહેલા ગુજરાતી સાહિત્યસાગરના આવા રત્નો છુપાયેલા પડયા હતા શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ જેવા કોઈ સાગરખેડુ આવા રત્નોના આછા દર્શન કરતા-કરાવતા હતા, તથા આનંદકાવ્યમહોદધિ મૌક્તિક ૩, ૫, ૮ આદિએ તેમની કેટલીક કૃતિઓ પ્રકાશમા આણી પરંતુ હવે આપણા મહાવિદ્યાલયોમા ગુજરાતી વિષયને વિશિષ્ટ સ્થાન મળ્યુ હોઈ આવા છુપા રત્નોને પ્રકાશમા લાવવાની ખાસ આવશ્યકતા છે કવિ ઋષભદાસ ખંભાતના વતની હતા અને ખંભાતમા જ રહીને તેમણે તેમની કૃતિઓની રચના કરી હતી એટલે તેમાથી સત્તરમા શતકના પૂર્વાધના ખંભાત એટલે 'બાદશાહ જહાંગીર અને શાહજહાના સમયના ખંભાત'નુ સુંદર વર્ણન મળી આવે છે જે ઐતિહાસિક દષ્ટિએ એક અગત્યની વસ્તુ છે કવિ ઋષભદાસ ખંભાતના વતની હોઈ તેમના જીવનકવનનો આ ગ્રંથ સાહિત્યરસિકો ઉપરાત ખંભાત નિવાસીજનોને પણ આકર્ષક નીવડે તેમ છે મધ્યકાલીન ગુજરાતી સાહિત્યના અભ્યાસીઓને તેમજ વિદ્યાર્થીઓને તો ઋષભદાસનુ આ અધ્યયન અતિ ઉપયોગી અને સહાયરૂપ થશે જ.

આ ગ્રંથનો આમુખ મધ્યકાલિન ગુજરાતી સાહિત્યના અભ્યાસી



દક્ષિણદેશોદ્ધારક પ્રવચનપ્રભાવક જૈન સાહિત્યના
પ્રકાંડ પંડિત પૂ. આચાર્ય શ્રી લક્ષ્મણસૂરિશ્વરજી

## શ્રી લક્ષ્મણસુરિશ્વરજી ટુંક પરિચય:-

જેણે દક્ષિણ દેશનો અજ્ઞાનતમ દૂર કરી
કીર્તિ ઉજ્જવલ ને, જેની જગતમાં અતિ વિસ્તરી,
વ્યાખ્યાનમાં વાચસ્પતિ પ્રખરમતિ વસની ભાગની
લક્ષ્મણસૂરિ ગુરુદેવને વંદન હો દૃ ભવથી

મનહર માલવદેશના જાવરા ગામમાં વિક્રમ સં. ૧૯૫૩માં તેઓ જન્મ્યા હતા. તેમના પિતાશ્રીએ ધંધાર્થે બિકાનેરમાં કાયમનો વસવાટ કર્યો હતો એટલે તેઓ બાળવયમાં બિકાનેરમાં ઉછર્યાં હતા. તેમના પિતાનું નામ શ્રી મુળચંદભાઈ તથા માતુશ્રીનું નામ ધાપુબાઈ હતું, અને તેમનું નામ દોલતરામ રાખવામાં આવ્યું હતું. નાની વયમાં જ તેમના પિતા–માતાનો દેહાંત થતાં માતૃ-પિતૃસ્નેહથી વંચિત રહ્યા હતા. તેમના એક બહેન સ્થાનકવાસી સંપ્રદાયમાં દીક્ષિત થયા હતા, કારણ કે દોલતરામ સ્થાનકવાસી કુટુંબમાં જન્મ્યા હતા. સદ્‌ભાગ્યે પૂ. આત્મારામજી મ. કૃત 'સમ્યકત્વશલ્યોદ્ધાર' નામનું પુસ્તક તેમના હાથમાં આવતા, તેઓ મૂર્તિપૂજામાં માનવા લાગ્યા. ૧૬–૧૭ વર્ષની યુવાનવયે કાર્યપ્રસંગે દિલ્હી જવાનું થતાં ત્યાં રામા થીયેટરમાં યુવાન વયે ચમકતા સિતારા જેવા મુનિશ્રી લબ્ધિવિજયજી મ. (પૂ આચાર્યદેવ વિજય લબ્ધિસૂરિશ્વરજી મ) નુ જાહેર પ્રવચન યોજાતા દોલતરામ, આ પ્રવચન શ્રવણ કરવા ભાગ્યશાળી બન્યા હતા, એટલું જ નહિ પણ તે પ્રવચનની ઊંડી અસર થતાં વૈરાગ્ય રસથી વાસિત બન્યા હતા. પરિણામે સિકંદ્રાબાદમાં (આગ્રા) ૧૭ વર્ષની વયે વિ. સ. ૧૯૭૧માં પુ. ગુરુદેવે તેમને દીક્ષા આપી અને તેઓ મુનિશ્રી લક્ષ્મણવિજયજીના શુભ નામથી પ્રસિદ્ધિ પામી પૂ ગુરુદેવના શિષ્ય બન્યા.

મુનિશ્રી લક્ષ્મણવિજયજી કુશાગ્ર બુદ્ધિ, ખંત, ચીવટ અને ગુરૂકૃપા સેવાથી આગળ વધ્યા અને વ્યાકરણ, કાવ્ય, કોષ, નવ્ય ન્યાય, પ્રાચીન ન્યાય વિગેરે અનેક ગ્રન્થો અભ્યસ્ત કરી લીધા. જ્યોતિષશાસ્ત્રમાં નિષ્ણાત બન્યા. મંત્રશાસ્ત્રમાં પ્રવીણ બન્યા. તર્કશાસ્ત્રમાં ખુબ જ નિપુણતા મેળવી અને પ્રસિદ્ધ વ્યાખ્યાતા બન્યા. તેમનું વકતૃત્વ અત્યંત પ્રભાવશાળી હતું. જેમ પાવો વાગે અને નાગ ડોલી ઉઠે તેમ તેમની વાણીની મીઠાશથી શ્રોતાજનો ડોલી ઉઠતા હતા. આત્મા, કર્મ વગેરે ગહન વિષયને પણ અત્યંત સરળ–સુંદર શૈલીમાં રજૂ કરવાની કળા હસ્તગત કરી હતી. હજારો નહિ બલ્કે લાખો હૈયાનું જબ્બર આકર્ષણ કર્યું હતું. તેમની વ્યાખ્યાન-સભા અસાધારણ રહેતી હતી. વ્યાખ્યાનપીઠ પર અદ્‌ભુત વ્યક્તિત્વથી શોભતા કેસરીસિંહની જેમ ગાજી ઉઠતા હતા. પ્રથમ તબક્કે જ તેઓ સૌના દિલ હરી લેતા હતા.

ગમે તેવા અટપટા પ્રશ્નોનું પણ મીઠાશથી સચોટ સમાધાન કરતા હતા. સંઘમાં સંપ અને સંગઠનનુ વાતાવરણ સર્જાય તે માટે તેમણે ભગીરથ પ્રયત્નો કર્યાં હતા. પૂ. ગુરુદેવની પૂર્ણ કૃપાએ તેઓશ્રીના વરદહસ્તે

સં. ૧૯૯૩ ચૈ. વ. પાંચમે ૪૦ વર્ષની વયે તેઓ સિહોર શહેરમાં ભવ્ય ધામધૂમપૂર્વક સૂરિપદથી અલંકૃત થયા હતા.

તેઓશ્રીએ ભારત વર્ષના દૂર દૂરના પ્રદેશોમાં ૨૫ હજાર માઈલનો વિહાર કરી લાખો જૈન જૈનેતરોના હૃદયમાં અપૂર્વ સ્થાન જમાવ્યું હતું. તેમાંય દક્ષિણ દેશની મહાયાત્રામાં તેઓશ્રીએ જે લોકોપકાર કર્યો છે તે અવર્ણનીય છે, જેનો 'દક્ષિણમાં દિવ્યપ્રકાશ' નામના વિશાળકાય ગ્રન્થમાં ટૂંકમાં નિર્દેશ કરવામાં આવ્યો છે, જે વાંચતા વાચકોના હૈયા ડોલી ઉઠે તેમ છે. વળી તેના વાચનથી વર્તમાનકાળમાં થયેલા જૈનાચાર્યે જૈનશાસનની કેવી જ્વલંત ધર્મપ્રભાવના કરી જૈનશાસનનો વિજયધ્વજ લહેરાવ્યો છે એનો ખ્યાલ આવે છે. દક્ષિણના સંઘો 'દક્ષિણદીપક અને દક્ષિણદેશોદ્ધારક'ના માનવંતા બિરુદથી તેમને નવાજતા હતા. તેઓશ્રી ઉદારતા, નિખાલસતા, નિડરતા, શાસનની અપૂર્વ ધગશ, મૈત્રીભાવ વ. વિશિષ્ટ ગુણોથી સમૃદ્ધ હતા. 'આત્મ તત્ત્વ વિચાર,' 'ધર્મ તત્ત્વ પ્રકાશ' અને 'નમસ્કાર મહિમા' જેવા અદ્‌ભુત ગ્રન્થો એમની વિદ્વતાના અપૂર્વ દર્શન કરાવે છે, જેની હિન્દી અને અંગ્રેજી આવૃત્તિઓ પણ બહાર પડી ચૂકી છે અને અત્યંત લોકપ્રિય બની છે.

તેઓશ્રીના વરદ હસ્તે અનેક સ્થળે જિનમંદિરો નિર્માણ થયા છે અને ઠેર ઠેર પ્રતિષ્ઠામહોત્સવો અને અંજનશલાકાઓ થવા પામી છે. ઠેર ઠેર ઉપધાન, ઉજમણા, પાઠશાળાઓ તેમજ નીપાણી અને દાદરમાં શ્રી આત્મ-કમલ-લબ્ધિ સૂરિશ્વરજી જૈન જ્ઞાનમંદિરો નિર્માણ થયા છે. સેંકડો વ્રતધારીઓ અને સંખ્યાબંધ આત્માઓએ તેમનો ઉપદેશ ઝીલીને પ્રવજ્યાના પુનીત પંથે પ્રયાણ કર્યું છે, અને ઈતર લોકોએ માંસ-મદિરા ભક્ષણ ન કરવાની પ્રતિજ્ઞાઓ લીધી છે. શિકારીઓએ શિકાર છોડયા છે. મહેસુર સ્ટેટમાં સદાના માટે વર્ષમાં ચાર અને તેથી પણ વધારે દિવસ કતલખાના બંધ રાખવા ઠરાવો થયા છે. અનેક નગરપતિઓએ મોટી સભાઓમાં સન્માન પત્રો એનાયત કર્યાં છે.

૭૩ વર્ષની પુખ્ત વયે પણ તેઓશ્રી યુવાનોને શરમાવે એવા જુસ્સાથી બુલંદ અવાજથી હજારોની જનમેદનીને સંબોધતા હતા, પડકારતા હતા, સિંહ જેમ ગર્જતા હતા. કોઈની શેહશરમમાં ન તણાતા સિદ્ધાંત માટે સર્વસ્વ અર્પણ કરવાની તૈયારી હતી. ઠેર ઠેર તેમણે પ્રવચનો યોજી નાખો જૈન-જૈનેતરને -સમસ્ત જનતાને સન્માર્ગે ચઢાવ્યા હતા. તેમણે સૂરિમંત્રની પાંચ પીઠપ્રસ્થાનની આરાધના વિધિપૂર્વક કરી હતી. તેમનો વાસક્ષેપ લેવામાં સૌ ગૌરવ અનુભવતા હતા. કેટલીકવાર અજબ ચમત્કારો પણ

સર્જાતા હતા પૂ ગુરૂદેવે લાખોની સખ્યામા નવકારમત્રનો અને સૂરિમત્રનો જાપ કર્યો હતો રાતના બબ્બે વાગ્યા સુધી પ્રૌઢ વયે પણ ઉભા ઉભા જાપ કરતા હતા અતિમ દિવસે પણ રાતના બે વાગ્યા સુધી જાપ કર્યો હતો

તેઓશ્રીમા શુદ્ધ પ્રરૂપણાનો મોટો ગુણ હતો શ્રદ્ધા અવિહડ હતી ક્રિયામા અપ્રમત્તતા હતી વાણીમા અપૂર્વ પ્રભુત્વ આકર્ષણ અને બળ હતુ અનેક રાજા – મહારાજાઓ, મીનીસ્ટરો, પડિતો અને અમલદારો તેમના દર્શને આવતા હતા – દર્શનની ઉત્કઠા ધરાવતા હતા વિ સ ૨૦૨૮ શ્રા વ ૮ ના રોજ દાદર જૈન જ્ઞાનમદિરમા ૭૫ વર્ષની વયે નવકાર મત્ર શ્રવણ કરતા કરતા અત્યત સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા હતા તેમની પુણ્યસ્મૃતિ નિમિત્તે ઠેરઠેર મહોત્સવો યોજાયા હતા તેમની પાછળ તેઓશ્રીના પ્રતીકરૂપે તેઓશ્રી આચાર્ય વિજય કીર્તિચદ્રસૂરિજીને પટ્ટધર તરીકે મુકતા ગયા છે તેઓ પણ ગુરુકૃપાના બળે અપૂર્વ શાસનપ્રભાવના કરી ગુરુદેવના નામને ઉજમાળ કરી રહ્યા છે ગુરુદેવના ઋણાનુબધનો કાઈક બદલો વાળવાની શુભ ભાવનાથી તેઓશ્રીએ 'પૂ આ શ્રી વિજય લક્ષ્મણસૂરિ જૈન ગ્રથમાળાનુ પ્રશસનીય આયોજન પણ કર્યુ છે ધન્ય હો – વદન હો એ ગુરુ – શિષ્યને

અમદાવાદ
તા ૧-૨-૭૦

વી. જે. ચોકશી



આચાર્ય વિજયલક્ષ્મણસૂરિશ્વરજી પટ્ટાલંકાર, મારા બાળપણથી પરિચિત. મારી આ કૃતિને પ્રકાશિત કરવામાં પ્રેરક અને સહાયક, યુગપ્રભાવક, કવિકુલતિલક, શતાવધાની પૂ. આચાર્ય શ્રી વિજયકીર્તિચંદ્રસૂરિશ્વરજી

## શ્રી કીર્તિચંદ્રસૂરીજી ટૂંક પરિચયઃ-

આચાર્ય વિજયકીર્તિચંદ્રસૂરિજીનો જન્મ ગુજરાતમાં આવેલી જૈન તીર્થભૂમિ સ્થંભતીર્થ – ખંભાતમાં સંઘવીની પોળમાં વિ. સં. ૧૯૭૭ના ચૈત્ર વદી અમાસના રોજ એક સુસંસ્કારી, ધર્મ પ્રેમી, ક્રિયાધર્માગ્રહી જૈન કુટુંબમાં થયો હતો. તેમની માતાનું નામ પીમાબેન અને પિતાનું નામ

## કવિ ઋષભદાસ
(ઈ. સ. ૧૫૭૫-૧૬૩૫)
—એક અધ્યયન

### પૂર્વજો

કવિની પોતાની વિવિધ કૃતિઓ ઉપરથી માલૂમ પડે છે કે સાધુ-ચરિત જૈન ગુજરાતી ગૃહસ્થ કવિ ઋષભદાસ ખંભાતના વીસા પોરવાડ જૈન વણિક હતા. તેમના પિતામહ-દાદાનું નામ મહીરાજ હતું. વિસલદેવ ચાવડાએ ઈ. સ. ૧૦૬૪માં મહેસાણા જીલ્લામાં વસાવેલ વિસલનગર-વિસનગરના તે વતની હતા. તે પોતે સંઘ કાઢી સંઘપતિ-સંઘવી થયા હતા અને તેમણે શત્રુંજય, પાલીતાણા, ગિરનાર, જુનાગઢ અને આબુ-દેલવાડાની જાત્રાઓ કરી હતી. તેઓ આવશ્યક ક્રિયાઓ કરનાર ધર્માનુ-રાગી જૈન હતા.

કવિના પિતા સાંગણ પણ પ્રથમ વિસનગરમાં રહેતા હતા અને પછી ભાગ્યયોગે વેપાર અર્થે ત્રાંબાવટી એટલે ખંભાતમાં આવી વસ્યા હતા. ત્યાં એમને વેપાર સારી પેઠે ફળ્યો હતો એમ જણાય છે. કવિની માતાનું નામ સરૂપાદે હતું એમ તેમના ભરતબાહુબલી રાસની નીચેની પંક્તિ ઉપરથી જાણવા મળે છે.

"જનની સરૂપાદેને શિર નામી, જોડયો ભરતનો રાસ રે."

પોતાની માતા વિષે આથી વિશેષ બીજી કાંઈ પણ માહિતી કવિએ આપી નથી કવિના પિતા સાંગણે પણ સંઘવી તરીકે ખ્યાતિ મેળવી હતી એટલે તેમણે પણ પોતાના જીવનમાં સંઘ કાઢ્યો હતો તે પણ તેમના પિતા મહીરાજના જેવા જ ધર્મક્રિયારત ચુસ્ત અર્હદ્ભક્ત હતા

આમ સંઘવી સાંગણ અને માતા સરૂપાદેના પુત્ર તે આપણા કવિ ઋષભદાસ ઈ સ ની સત્તરમી સદીના પૂર્વાર્ધમાં એ એક સાધુચરિત સમર્થ જૈન ગુજરાતી કવિ થઈ ગયા. તેમનું વતન ખંભાત હતું અને તેમના સમયમાં ગુજરાતના બાદશાહ જહાંગીર અને પછી શાહજહાં (ખુરમ) નું રાજ્ય ચાલતું હતું ખંભાતમાં જ રહીને પાત્રીસ ઉપરાંત સાહિત્ય કૃતિઓ રાસો તેમજ અનેક થોયો, સઝ્ઝાયો, સ્તવનો, ગીતો આદિ રચી કવિએ ગુજરાતી સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન પ્રાપ્ત કર્યું છે

તેમના જન્મ યા મરણ વિષે તેમના કોઈપણ ગ્રંથ યા અન્ય સ્થળેથી માહિતી નહિ મળતી હોવાથી તેમના જીવનની બે સીમારેખાઓ— પૂર્વમર્યાદા અને ઉત્તરમર્યાદા– તેમના સમકાલીન અન્ય બે સમર્થ જૈન ગુજરાતી કવિઓ નયસુંદર અને સમયસુંદરના જીવનની સીમારેખાઓ માફક માત્ર અનુમાનથી જ આંકવા પ્રયત્ન કરીશું નયસુંદર અને સમયસુંદરની બાબતમાં બન્યું છે તેમ અહીં યા કવિ ઋષભદાસની બાબતમાં પણ તેમની પ્રથમ અને છેલ્લી કૃતિઓની રચનાની સાલો જ તેમનો જીવનકાળ નક્કી કરવા માટે સહાયરૂપ બને છે કવિની પ્રથમ મોટી સાહિત્યકૃતિ "ઋષભદેવ રાસ" સં ૧૬૬૨ એટલે સને ૧૬૦૬માં રચાયેલી છે પરંતુ રચના સાલ પ્રાપ્ત થયા વિનાની કવિની બીજી નવેક તેમજ બેએક અપ્રાપ્ત કૃતિઓ માંથી બે ત્રણ કૃતિઓ "ઋષભદેવ રાસ" પહેલા પણ રચાઈ હોવા સંભવ છે આ ધ્યાનમાં રાખતા કવિની સાહિત્યપ્રવૃતિ આશરે સને ૧૬૦૧ થી એટલે સત્તરમી સદીની શરૂઆતથી જ ગણી શકાય (આ જોતા કવિ નયસુંદરના કવનકાળના અંતભાગમાં અને કવિ સમયસુંદરના કવનકાળની લગભગ સાથેસાથ કવિ ઋષભદાસનો કવનકાળ શરૂ થાય છે) હવે બાલ્યકાળ અભ્યાસ, સાહિત્યવાચન અને પકવતા આદિ માટે તેમના જીવનના પ્રથમ પચીસ વરસ અનામત રાખીએ તો તેમની સાહિત્ય પ્રવૃત્તિની શરૂઆત સમયે એટલે સને ૧૬૦૧માં તેમની ઉમર આશરે ૨૬ વરસની ગણી શકાય અને એ હિસાબે તેમનો જન્મ સને ૧૫૭૫ આસપાસ મૂકી શકાય. આ જોતા તેમનો જન્મ નયસુંદર પછી તેત્રીસ વરસે અને સમયસુંદર પછી એકત્રીસ વરસે થયેલો ગણાય. આમ આ ત્રણે સમર્થ જૈન

ગુજરાતી કવિઓ સમકાલીન છે અને એકબીજાથી થોડા થોડા વરસના અંતરે થયેલા છે પ્રથમ નયસુંદર, ત્યારપછી સમયસુંદર અને ત્યારપછી ઋષભદાસ હવે રચનાસાલ હોય એવી કવિની ૨૪ કૃતિઓમાંથી છેલ્લી રચાયેલી સાહિત્યકૃતિ 'રોહણિયા રાસ' સં ૧૬૮૮(ઈ સ ૧૬૩૨)મા રચાયેલી છે અને ત્યારબાદ પણ કવિએ બીજી એકાદ બે કૃતિઓ રચી હોવા સંભવ છે એટલે તેમની સાહિત્ય પ્રવૃત્તિ લગભગ ૧૬૩૪ સુધી ચાલુ ગણી તેમનુ મૃત્યુ વહેલામા વહેલુ સને ૧૬૩૫ આસપાસ મૂકી શકાય આ હિસાબે ઋષભદાસનો સ્વર્ગવાસ નયસુંદરના સ્વર્ગવાસ પછી અને સમયસુંદરના સ્વર્ગવાસ પૂર્વે થયેલો ગણી શકાય આ ગણતરીએ તેમના જીવનની પૂર્વમર્યાદા ઈ સ ૧૫૭૫ અને ઉત્તરમર્યાદા ઈ સ ૧૬૩૫ની લેખતા તેમનો ઓછામા ઓછો જીવનકાળ ૬૦ વરસનો અને કવનકાળ સને ૧૬૦૧થી ૧૬૩૪ સુધીનો એટલે ૩૪ વરસનો ગણી શકાય તેમના આશરે ૬૦ વરસના આ જીવનકાળના ચોત્રીસ વરસ તો કવિએ પોતાની ગુજરાતી સાહિત્યપ્રવૃત્તિથી ભરી દીધા છે બીજા શબ્દોમા કહીએ તો તેમણે તેમના જીવનનો સર્વોત્તમ અગત્યનો સમય ગુજરાતી સાહિત્યલેખનપ્રવૃત્તિમા જ ગાળ્યો છે એ ચોત્રીસ વરસ દરમ્યાન કવિએ ૩૬ ઉપરાત રાસો રચ્યા છે એટલુ જ નહિ પણ છએક ઉપરાત નાની સાહિત્યકૃતિઓ, ૩૩ સ્તવનો ૩૧ નમસ્કાર, ૪૨ થોયો (સ્તુતિઓ), ૪૦૦ સુભાષિતો, ૪૧ ગીતો અને ૫ હરિયાળી વગેરે અનેક નાના કાવ્યો પણ પૂરા પાડ્યા છે [1]

ધર્મક્રિયારત સંઘવી સાંગણ અને માતા સરૂપાદેના સુપુત્ર કવિ ઋષભદાસ પોતે પણ પરમ અર્હદ્ભક્ત અને ક્રિયાશીલ શ્રાવક હતા. હીરસૂરિરાસમા જણાવ્યા પ્રમાણે તેમણે પણ

> 'શેત્રુંજ ગિરિનારી સંખેસરયાત્રા,
> સુભસાધ ભણાવ્યા બહુ છાત્રા '

—શત્રુંજય, ગિરનાર, સંખેશ્વર પાર્શ્વનાથ આદિ તીર્થોની જાત્રા કરી હતી અને ઘણા હોશિયાર વિદ્યાર્થીઓને ભણાવ્યા હતા, તેમને સંસ્કૃત, પ્રાકૃત આદિ સાહિત્યનુ પણ સારુ જ્ઞાન હતુ તેમ તેમની કૃતિઓ પરથી જણાય છે આમ કવિ એક બહુશ્રુત, શાસ્ત્રાભ્યાસી અને સંસ્કારી પુરુષ હતા એટલુ જ નહિ પણ પોતાના ઉત્તમ આચાર વિચારથી તેમણે જૈન સાધુઓ અને શ્રાવકોમા ઉત્તમ પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી કવિ પોતે પણ પોતાને એક પરમ શ્રાવક તરીકે ઓળખાવવામા ગૌરવ માનતા અને જૈન

શાસ્ત્રોમાં ગૃહસ્થોના–શ્રાવકના જે આચાર જણાવ્યા છે તે ઘણી દૃઢતાપૂર્વક પાળતા અને મુનિવંદન, જિનપૂજા, વ્યાખ્યાશ્રવણ આદિ ધાર્મિક ક્રિયાઓ હંમેશાં કરતા, કવિએ જાતે પોતાની રોજનીશી પણ હિતશિક્ષારાસ અને હીરવિજયસૂરિરાસને અંતે નીચે પ્રમાણે આપી છે.

'સંઘવી સાંગણનો સુત વારૂં ધર્મ આરાધતો શક્તિ જ સારૂ,
રૂષભ'કવિ' તસ નામ કહાવે, પ્રહ ઉઠી ગુણ વીરના ગાવે.
સમજયો શાસ્ત્રતણા જ વિચારો, સમક્તિશું વ્રત પાલતો બારો,
પ્રહ ઉઠી પડિક્કમણું કરતો, બેઆસણું[૨] વ્રત તે અંગે ધરતો.
ચઉદે નિયમ સંભારી સંક્ષેપુ, વીરવચન રસેં અંગે મુઝ લેપુ,
નિત્ય દશ દેરાં જીનતણાં જુહારૂં, અક્ષત મૂકી નિત આતમ તારૂં,
આઠમ પાખી[૩] પોષધમાંહી, દિવસ અતિ સજઝાય કરૂં ત્યાંહિ,
વીરવચન સુણી મનમાં ભેદું, પ્રાયેં વનસ્પતિ નવિ ચૂંટું.
મૃષા અદત્ત પ્રાય નહિ પાપ, શીલ પાલું મનવચકાય આપ,
પાપ પરિગ્રહેં ન મિલું માંહિ, દિશિતણું માન ધરૂં મનમાંહિ,
અભક્ષ્ય બાવીશ ને કર્માદાન, પ્રાયેં ન જાયે ત્યાં મુઝ ધ્યાન,
અનરથ દંડ ટાલું હું આપ, શસ્ત્રાદિકનાં નહિ મુજ પાપ.
સામાયિક દિશિમાન પણ ઠરિયે, પોષધ અતિથિસંવિભાગ વ્રત ધરીયે,
સાત ક્ષેત્ર પોષી પુણ્ય લેઉં, જીવકાજે ધન થોડુંક દેઉં.
ઈમ પાલું શ્રાવક આચારો, કહેતાં લઘુતા હોયે અપારો.
પણ મુજ મન તણો એહ પરિણામ, કંઈક સુખિ કરે આતમરામ,
પુણ્ય વિભાગ હોયે તિહાં માહરે, ઈસ્યુંઅ ઋષભ કવિ આપ વિચારે.
પર ઉપકાર કાજે કહિ વાત, ધર્મ કરે તે હોયે સનાથ.'

(હિત શિક્ષારાસ : પૃ. ૨૧૯–૨૦)

આ સર્વ જણાવતાં ગૌરવ સાથે કવિ પોતાની લઘુતા–નમ્રતા પણ દર્શાવે છે અને તેમાં ગૌરવ માનવાનો હેતુ એ જણાવે છે કે 'આવા મારા આચાર અને મનના પરિણામ જાણી કોઈ આચરશે–આત્મસાધના કરશે તો મને પુણ્ય થશે–પરોપકારનો હું ભાગી થઈશ. અને તે પરોપકાર્થે હું આ સ્વવૃત્તાંત–આત્મપ્રશંસાનો દોષ જણાય તો તે વહોરી લઈને પણ –જણાવું છું.' 'હીરવિજયસૂરિરાસમાં' પણ થોડા ફેરફાર સાથે આ જ વસ્તુ જણાવી[૪] પછી કવિએ તેમાં પોતાની કેટલીક મહેચ્છાઓ પણ નીચે પ્રમાણે જણાવી છે.

'કેટલાએક બોલની ઈચ્છા કીજઈ, દ્રવ્ય હુઈ તો દાંન બહુ દીજઈ
શ્રી જીનમ દિર બિ બ ભરાવુ, બિ બપ્રતિષ્ઠા પોઢી કરાવુ
સ ઘપતિતિલક ભનુ જ ધરાવુ, દેસ પરદેસ અમારિ કરાવુ
પ્રથમ ગુણઠાણાનિ જઈનો કરૂ પુણ્યસહિત નર જેહ છિ હીનો.'

આમ વધુ દ્રવ્યનુ દાન કરવાની, જૈન મ દિર અને જીનપ્રતિમા બનાવરાવવાની અને તેની પ્રતિષ્ઠા કરાવવાની, સ ઘ કાઢવાની, ગામેગામ અમારિ–અહિ સા–જીવદયાનો ફેલાવો કરવાની અને દુખી માણસોને સુખી–પુણ્યવાન કરવાની કવિની મહેચ્છા હતી

ઋષભદાસના દાદા અને પિતાએ સ ઘ કાઢેલો એટલે ઋષભદાસની પણ સ ઘની અટખી પડેલી જણાય છે દ્રવ્ય હોય તો "સંઘપતિ તિલક ભનુ ધરાવુ" એવો મનોરથ તે ધરાવતા તે ઉપરથી મહેચ્છા છતા પોતે સ ઘ કાઢયો નહી હોય તેમ જણાય છે આમ છતા કવિ ઋષભદાસ એક શ્રીમ ત ગૃહસ્થ હતા અને તેમને શીનવતી તેમ જ સુલક્ષણા પત્ની, બહેન ભાઈની જોડ અને એકથી વધારે બાળકો હતા તેમને ઘેર ગાય, ભેસ દૂઝતી હતી અને લક્ષ્મી પણ તેમના ઉપર પ્રસન્ન હતી એટલે કે પૈસે ટકે તે સુખી હતા તેમનુ કુટુ બ બહોળુ–મોટુ અને સ પીલુ હતું તેઓ ધાર્મિક જીવન ગાળતા અને સર્વ વાતે સુખી હતા તેમના પુત્રો વિનયી હતા, તેમને ઘેર હાથી, ઘોડા, ગાય, ભેસ, બળદ ઘણા ગાડા તેમ જ વહેલોપ હતી અને લોકોમા કવિની સારી પ્રતિષ્ઠા હતી રાજદરબારમા તેમનુ સારુ માન હતું તેમનુ મકાન સ્વચ્છ સ્થળે સારા લત્તામા હતુ, અને ઘણા લોકો તેમના તરફથી ઘણી આશાઓ સેવતા હતા તે ઘણા લોકો ઉપર ઉપકાર પણ કરતા અને સુખમા દિવસો પસાર કરતા હતા આ સઘળી બીના તેમણે પોતે જ પોતાના "વ્રતવિચારરાસ", ' કુમારપાળ રાસ," "હિતશિક્ષારાસ ' અને "હીરાવિજયસૂરિરાસ"મા જણાવી છે "વ્રતવિચાર રાસમા કવિ કહે છે–

સુ દર ઘણા રે દીસઈ શોભતા, બહઈની બાંધવ જોડય,
બાલક દીસઈ રમતા બારણઈ, કુ ટુ બ તણી કઈ કોડય,
ઝવયરી મઈહઈષી રે દીસઈ દૂઝતા' સુરતરૂ ફલિઉ રે બાર્ય',
સકલ પદારથ મુઝ ઘરિ મિ લહ્યા થિર થઈ લછી રે નાર્ય
મનહ મનોરથ મહારાઈ જે હતો, તે ફલિઉ સહી આજ,
શ્રી જિનધર્મ નિ પાસ પસાઉનઈ, મુજ સીધાં સહી કાજ

"કુમારપાળરાસ"મા પણ "સુંદર ઘરણી શોભતી"થી શરૂ કરી કવિએ આજ મતલબની વાત જણાવી છે વળી "હિતશિક્ષારાસ"મા કવિ જણાવે છે—

"સ પ બહુ મ દિરમાય, લહે હય ગય વૃષભો ને ગાય
પુત્ર વિનીત ઘરે બહુઅ, શીલવતી વળી વહૂઅ,
શકટ ઘણા ઘરે બહુઅ, કીરતિ કરે જગ સહુઅ"

"હીરવિજયસૂરિરાસ"મા કવિ કહે છે—

હીરઈ નામ સુણતા સુખ થાય, મહીઅલિ માને મોગ રાય,
મ દિર મણિ સુંદર મહિનાય, હય ગાયવૃષભો મહિષી ગાય
પુત્ર વિનીત ઘરી દીસે બહૂ, શીલવતી ઘરિ દીસે વહૂ,
શકટ વણા ઘરિ વહેના બહુ, કીર્તિ કરે જગે તેહની સહુ
રોગ રહિત શુભ થાનક વાસ, ઘણા લોક કરે તસ આસ,
બહુ જીવને ઉપકૃત થાય, સોવનતણી પામે શયાય
(પૃ ૩૦૯, કડી ૪થી૬)

આમ કવિનુ જીવન એક મોટા કુટુબવાળા, શ્રીમ ત, સુખી, પરોપ કારી અને સ તોષી જૈન ગૃહસ્થનુ જીવન હતુ

આ ઉપરાત "હીરવિજયસૂરિરાસ"મા તેમ જ "ઉપદેશમાલારાસ"-મા કવિએ સમસ્યાઓથી પોતાનુ નામ, વતન, પિતા, ગજા અને ગુરુ આદિનો ટૂ ક પરિચય પણ આપ્યો છે તે બ ને કૃતિઓમા પ્રથમ કવિ નીચે પ્રમાણે પ્રશ્ન ઉપસ્થિત કરે છે—

"કવણ દેશે થયો, કવણ ગામે કહ્યો, કવણ રાજ્યે લહ્યો એહ રાસો,
કવણ પુત્રે કર્યો, કવણ કવિતા ભર્યો, કવણ સ વત્સરે, કવણ માસો
કવણ દિન નીપનો, કવણ વારે ગુરે[૭]"

અને પછી કવિ સમસ્યાઓથી તેનો જવાબ આપે છે "કરીઅ સમસ્યા સહુ બોલ આણે' પર તુ સામાન્ય માનવી સમસ્યાઓથી એકદમ સમજી ન શકે એમ કવિ પણ જાણે છે એટલે આગળ કહે છે "નિપુણ પ ડિત નરા તેહ જાણો" આમ નિપુણ પ ડિતો સમજી શકે અને તેમના મન ર જન થાય તેવી કાવ્યકળા વાપરી કવિ નીચેની સમસ્યાઓથી પોતાની માહિતી ટૂ કમા આપે છે—

દેશ — ગુજ્જર દેશ — ગુજરાત

સને ૧૬૨૬માં રચાયેલ 'શ્રેણિકરાસ'માં થોડા ફેરફાર સાથે વિશેષ વર્ણન નીચે પ્રમાણે છે.

ખંભાત સઘળાં નગરોમાં પ્રસિદ્ધ છે. તેને ફરતો ત્રાંબાનો દિવ્ય કોટ છે. ત્રણ દરવાજા અને કોટ ઉપર બુરજો છે. સાગરની લહેરો છે અને ત્યાં ઘણાં વહાણ આવે છે. કનક અને કોડથી ભરેલા વહેપારીઓ ત્યાં વસે છે. ત્યાંના જૈન વણિકો પંચાસી જિનમંદિરો અને બેંતાલીસ ઉપાશ્રયોની નજીક વસે છે. ત્યાં (જૈન) સાધુઓને ગોચરી સુલભ છે અને ત્યાં મુનિઓ હોંસથી રહે છે. વણિકો સ્વાદના રસિયા છે અને નજીકમાંથી જ શાક વગેરે ખરીદે છે. શાસ્ત્રશ્રવણ કરવાના પણ તે રસિયા છે.'

હિતશિક્ષારાસ (૧૬૨૬), મલ્લિનાથરાસ (૧૬૨૯) અને હીરવિજયસૂરિરાસ (૧૬૨૯) આ ત્રણે કૃતિઓમાં ખંભાતનું વિસ્તૃત વર્ણન છે.

ગુજરાતના બધા નગરોમાં ત્રંબાવતી–ખંભાત ચડિયાતું નગર છે. એ આખા દેશના શણગારસમું છે. ગુજરાતમાં ઘણા પંડિતો વસે છે પરંતુ ખંભાતના પંડિતો આગળ તે સર્વ હારી જાય છે. ત્યાં અઢાર જાતના લોકો વસે છે અને તેમનામાં વિવેક અને વિચારના મોટા ગુણો છે. બધા વર્ણોના લોકો સાધુ પુરુષોની ભક્તિ કરે છે. ત્યાં ઘણાં શ્રીમંત લોકો વસે છે. એ ગુણવાન લોકો પટોળાં પહેરે છે. તેઓ સોનાના ત્રણ આંગળ પહોળા કંદોરા અને સોનાનાં માદળીઆં પહેરે છે. તેઓ રૂપાની સાંકળી વાળી કૂંચીઓ રાખે છે અને ગળામાં સોનાની સાંકળીઓ પહેરે છે. ત્યાંના વણિકો મોટા દાતાર છે. તેઓ શાળ ઓઢે છે અને પાંત્રીસ ગજ લાંબી પાઘડી પહેરે છે. તેઓ ઝીણા ઝગાં–અંગરખાં પહેરે છે અને કેડે નવગજ લાંબી અને સવાગજ પહોલી છેટી બાંધે છે. કોઈ માથે ચાર રૂપિયામાં મળતું ફાળિયું પણ બાંધે છે. કોઈ કોઈ તો આઠ રૂપિયાની પછેડી કે પામરી પણ વાપરે છે. કોઈ સો રૂપિયાની રેશમી કભા પણ પહેરે છે. તેઓ હાથે બેરખાં અને ઘણી વીંટીઓ પહેરે છે—જાણે કે સ્વર્ગના દેવો ન હોય. પગે મુંવાળા જોડા પહેરે છે. તેઓ સુગંધી તેલ અને ફુલેલથી સ્નાન કરે છે, શરીરે લેપ લગાડે છે, માથે તિલક કરે છે અને પાન ખાય છે.

ત્યાંની સ્ત્રીઓ રંભા સમાન છે અને ઘણા શણગાર સજે છે. તેઓ પતિની સામે બોલતી નથી. આવા ખંભાતનગરમાં સમુદ્રની લહેરો આનંદ આપે છે. ત્યાં વહાણો અને વખારોનો પાર નથી અને લોકો દુકાનોમાં વહેપાર કરે છે. માણેકચોકના બજારમાં માણસો પુષ્કળ ભેગા થાય છે.

જોડી નામ કરો, કા ભમો
શ્રાવક સોય રાસ નીપાત,
પ્રાગવંશ વીસો વિખ્યાત ૧૭

ગુરૂ —વિજયાનંદસૂરિ

દીવાળી પહેનુ પરવજ જેહ ૧૮
ઉદાયી કેડે નૃપ બેઠો તેહ ૧૯
બેહુ મતી હુઈ ગુરૂનુ નામ,
સમરે સીઝે સઘળા કામ

ઉપદેશમાલારાસ મા વિજયાનંદસૂરિનો સમસ્યાથી ઉલ્લેખ કર્યો નથી પરંતુ સામાન્ય રીતે નીચે પ્રમાણે નામથી ઉલ્લેખ કર્યો છે

'રાસ રંગે કર્યો રાસ રંગે કર્યો
સૂરિ વિજયાનંદ શીસ નામિ'

પ્રથમ કવિના ગુરૂ વિજયસેનસૂરિ હતા અને ત્યારબાદ વિજયાનંદ સૂરિને તેમણે ગુરુ તરીકે માન્યા હતા

**કવિના વતન ખંભાત વિષે વિસ્તૃત માહિતી:-**

કવિ પોતે ખંભાતના જ વતની હોઈ અને ખંભાતમા જ રહીને તેમણે પોતાની વિવિધ સાહિત્યકૃતિઓ રચી હોઈ તેમના વિવિધ ગ્રંથોમા તેમણે પોતાના વતન ખંભાતનુ હૂબહૂ વર્ણન કર્યું છે જે ઉપરથી તેમના સમયના એટલે કે બાદશાહ જહાંગીર અને શાહજહાના સમયના ખંભાતની વિસ્તૃત અને વિશ્વાસપાત્ર માહિતી મળે છે

સૌ પ્રથમ પોતાના 'ઋષભદેવરાસ' (ઈ સ ૧૬૦૬)માં તેમણે ફક્ત પાચ લીટીમા તે સમયના સમૃદ્ધ ખંભાતનુ સુંદર ચિત્ર નીચે પ્રમાણે દોર્યું છે

નંબાવતી (ખંભાત)નગરી ઘણી સારી છે ત્યા ઈન્દ્ર જેવા પુરુષો અને પદ્મિની જેવી સ્ત્રીઓ વસે છે ત્યા ઘણાં વહાણો અને વખારો છે ઘણા વહેપારીઓ ત્યા વસે છે સમુદ્રની લહેરો આવે છે અને તેનુ પાણી શોભી રહ્યું છે નગરમા ત્રણ દરવાજા (જે આજે પણ મોજુદ છે) નગરને ફરતો કોટ અને ઘણા દરવાજા છે તેનો રાજા બાદશાહ જહાંગીર છે ત્યા પંચાસી ઊંચા જિનમંદિરો-પ્રાસાદો અને બેતાલીસ પૌષધશાળાઓ -ઉપાશ્રયો છે આવા ખંભાતનગરમા ઘણી વસ્તી છે જ્યા મે આ રાસની રચના કરી છે

સને ૧૬૨૬માં રચાયેલ 'શ્રેણિકરાસ'માં થોડા ફેરફાર સાથે વિશેષ વર્ણન નીચે પ્રમાણે છે.

ખંભાત સઘળાં નગરોમાં પ્રસિદ્ધ છે. તેને ફરતો ત્રાંબાનો દિવ્ય કોટ છે. ત્રણ દરવાજા અને કોટ ઉપર બુરજો છે. સાગરની લહેરો છે અને ત્યાં ઘણાં વહાણ આવે છે. કનક અને કોડથી ભરેલા વહેપારીઓ ત્યાં વસે છે. ત્યાંના જૈન વણિકો પંચાસી જિનમંદિરો અને બેંતાલીસ ઉપાશ્રયોની નજીક વસે છે. ત્યાં (જૈન) સાધુઓને ગોચરી સુલભ છે અને ત્યાં મુનિઓ હોંસથી રહે છે. વણિકો સ્વાદના રસિયા છે અને નજીકમાંથી જ શાક વગેરે ખરીદે છે. શાસ્ત્રશ્રવણ કરવાના પણ તે રસિયા છે.'

હિતશિક્ષારાસ (૧૬૨૬), મલ્લિનાથરાસ (૧૬૨૯) અને હીરવિજયસૂરિરાસ (૧૬૨૯) આ ત્રણે કૃતિઓમાં ખંભાતનું વિસ્તૃત વર્ણન છે.

ગુજરાતના બધા નગરોમાં ત્રંબાવતી–ખંભાત ચડિયાતું નગર છે. એ આખા દેશના શણગારસમું છે. ગુજરાતમાં ઘણા પંડિતો વસે છે પરંતુ ખંભાતના પંડિતો આગળ તે સર્વ હારી જાય છે. ત્યાં અઢાર જાતના લોકો વસે છે અને તેમનામાં વિવેક અને વિચારના મોટા ગુણો છે. બધા વર્ણોના લોકો સાધુ પુરુષોની ભક્તિ કરે છે. ત્યાં ઘણાં શ્રીમંત લોકો વસે છે. એ ગુણવાન લોકો પટોળાં પહેરે છે. તેઓ સોનાના ત્રણ આંગળ પહોળા કંદોરા અને સોનાનાં માદળીઆં પહેરે છે. તેઓ રૂપાની સાંકળી વાળી કૂંચીઓ રાખે છે અને ગળામાં સોનાની સાંકળીઓ પહેરે છે. ત્યાંના વણિકો મોટા દાતાર છે. તેઓ શાળ ઓઢે છે અને પાંત્રીસ ગજ લાંબી પાઘડી પહેરે છે. તેઓ ઝીણા ઝગાં-અંગરખાં પહેરે છે અને કેડે નવગજ લાંબી અને સવાગજ પહોલી છેડી બાંધે છે. કોઈ માથે ચાર રૂપિયામાં મળતું ફાળિયું પણ બાંધે છે. કોઈ કોઈ તો આઠ રૂપિયાની પછેડી કે પામરી પણ વાપરે છે. કોઈ સો રૂપિયાની રેશમી કબા પણ પહેરે છે. તેઓ હાથે બેરખાં અને ઘણી વીંટીઓ પહેરે છે—જાણે કે સ્વર્ગના દેવો ન હોય. પગે સુંવાળા જોડા પહેરે છે. તેઓ સુગંધી તેલ અને ફૂલોથી સ્નાન કરે છે, શરીરે લેપ લગાડે છે, માથે તિલક કરે છે અને પાન ખાય છે.

ત્યાંની સ્ત્રીઓ રંભા સમાન છે અને ઘણા શણગાર સજે છે. તેઓ પતિની સામે બોલતી નથી. આવા ખંભાતનગરમાં સમુદ્રની લહેરો આનંદ આપે છે. ત્યાં વહાણો અને વખારોનો પાર નથી અને લોકો દુકાનોમાં વહેપાર કરે છે. માણેકચોકના બજારમાં માણસો પુષ્કળ ભેગા થાય છે.

તેર રોકડાની એકરોર દોડી મળે છે ત્યા એવા શોખીન લોકો વસે છે કે જે દાન કરવામાં અને ન્યાતવરા કરવામા કદી પાછા પડતા નથી લોકો જેટના શોખીન છે તેટના દયાળુ પણ છે પ્રાણીઓને (મૃત્યુમાથી) છોડાવીને તેમને પાળે છે બીજા લોકોના દુ ખ દૂર કરે છે અને મોટા પુરુષોની માવજત કરી તેમને સાજા કરે છે જીવદયાપ્રતિપાળ શ્રાવકો ઘેટા, ભેસો વગેરેની પણ સ ભાળ લે છે ત્યા પ ચ્યાસી જિનમ દિરો છે, જ્યા ધજા ઓ ફરકે છે, તોરણો લટકે છે અને ઘ ટોના નાદ સ ભળાય છે ત્યા પિસ્તાલીસ પૌષધશાળાઓ ઉપાશ્રયો છે જ્યાં વાચાળ-વિદ્વાન મુનિઓ વ્યાખ્યાન આપે છે પડિક્કમણુ, પૌષધ પૂજા વગેરે પુણ્ય કરતા લોકોના દિવસો પસાર થાય છે વ્યાખ્યાનમા પ્રભાવનાઓ થાય છે અને પ્રાયે સ્વામીવાત્સલ્યો પણ થતા હોય છે ઉપાશ્રય, દેરાસર અને દુકાનો એકમેકની નજીક છે ત્યા ઠ ડિલ તથા ગોચરી માટેના સ્થાન સુગમ છે અને તેથી ત્યા આવવા નુ મુનિઓ પ્રાયે વધુ પસદ કરે છે શાહજહા, તે નગરનો રાજા છે જે અતિ ન્યાય અને નીતિવાળો છે

'હિતશિક્ષારાસ'મા 'ઋષભદેવ રાસ'ની માફક ખ ભાતના રાજા તરીકે જહાગીર બાદશાહનું નામ છે અને તે પછીના બે રાસોમા શાહજહાનુ નામ છે

ભરતબાહુબલિરાસ (૧૬૨૨), પૃ ૧૦૩થી ૧૦૫મા આપેલુ ખ ભાતનુ વર્ણ ન તે સમયના ખ ભાત વિષે વધુ માહિતી પૂરી પાડે છે તેમા જણાવ્યુ છે કે 'ખ ભાતમા બહુ મોટી વસ્તી છે અને બધા મનુષ્યોની આશાઓ ત્યા સ તોષાય છે ત્યા કોઈ ભૂખે મરતું નથી લોકોને ત્યા ઘોડા હાથી અને ગાયો છે ત્યા મોટા મોટા મ દિરો છે ત્યાના લોકો સમૃદ્ધ છે અને યોગ્ય માણસોનુ પોષણ પણ કરે છે ત્યાની સ્ત્રીઓ ર ભા જેવી સુદર છે ત્યા ઘણા વહેપારીઓ વસે છે અને દરેકના મનની ઇચ્છા ઓ ત્યા પૂર્ણ થાય છે ત્યા ઘણા વહાણો અને વખારો છે અને બળદની વહેલો (બળદગાડીઓ) છે ત્યા મોતી અને પરવાળા વેચાય છે અને તે નગરી દુ ખી લોકોના આધારસમાન છે પોતાનુ વતન છોડીને અહિ આવનારા ઘણુ ધન કમાય છે આવા અનુપમ નગરના ત્ર બાવતી, ખ ભ નગર, ભોગાવતી, લીલાવતી, અને કર્ણાવતી આદિ અનેક નામ છે ત્યાનો કોટ અને મઠો અને મ દિરો વખાણવા લાયક છે આ નગરમા ચોરાસી ચૌટા—બજારો છે જેમા મોટી દુકાનો શોભી રહી છે ઝવેરીઓ, પારેખ દોશી, દ તારા આદિ અનેક પ્રકારના વહેપારીઓ ત્યા વસે છે ત્યાના

ત્રણ દરવાજા જોઈને લોકો આનંદ પામે છે. ત્યા માડવી અને ફુરજાના દરવાજા છે જ્યાં દાણ (કર) લેવાય છે

તે નગરના લોકો વિવેકી અને પાપબુદ્ધિથી પર છે તેઓ સાધુપુરુષોના ગુણગાન કરે છે અને પ્રભુભક્તિમાં લીન છે. એક બીજામાં કોઈ વિખવાદ નથી. પચાસી જિનમંદિરો — દેરાસરો અને બેતાલીસ ઉપાશ્રયો ઉપરાત ત્યા ઘણા શીવમંદિરો[1] પણ છે પટદર્શન—છએ દર્શનને માનનારા અનેક લોકો ખંભાતમાં વસે છે અને તેમનામાં કોઈને રાગદ્વેષ જેવુ કાઈ છે જ નહિ અનેક લોકો રહેવા છતા કોઈને નિંદાની ટેવ નથી તે ધનધાન્યથી ભરપૂર નગરી છે અને તેની નીચેની સાત વસ્તુઓ તો ખાસ વખણાય છે.

"વહેલ વરઘોડો, વીઝણો, મંદિરજાલિભાત, ભોજન, દાળ, અને ચૂડલો એ સાતે ખંભાત". (૧) વહેલ (૨) વરઘોડો (૩) વીઝણો (૪) મંદિરની જાલિઓની કોતરણી (૫) ભોજન (૬) દાળ અને (૭) ચૂડો. (ખંભાતના તાળા પણ વખણાતા. હાલ ખંભાતની હલવાસન, સૂતરફેણી, સૂકા બરફ્યા અને અકીકના ઘરેણા વખણાય છે)

ઘણીવસ્તી વાળુ તે નગર અમરાપુરી જેવુ શોભે છે.

ઋષભદાસની બીજી અપ્રગટ કૃતિઓ પ્રાપ્ત થાય તો તે ઉપરથી તે સમયના ખંભાત વિષે આથી પણ વધુ માહિતી પ્રાપ્ત થવા સંભવ છે

ઋષભદાસ ઉપરાત તેમના સમકાલીન કવિઓ જયસાગરની 'વિજય સેનસૂરિ સઝાય (ઈ સ. ૧૬૦૪) અને સ્થાનસાગરનો અગડદત્તરાસ (ઈ સ. ૧૬૨૯) ઉપરથી પણ તે સમયના ખંભાત વિષે કેટલીક માહિતી નીચે પ્રમાણે મળે છે

'ત્રબાવતી (ખંભાત)નગરી અમરાપૂરી જેવી છે ત્યા મોટા મોટા મંદિરો, ઊંચી પોળો અને કોટ આવેલા છે વણિકો ત્યા વહેપાર કરે છે અને ચોરલૂટારાનુ ત્યા નામનિશાન નથી ત્યા ચિત્તને હરણ કરે તેવી ધર્મશાળાઓ છે. કુબેર જેવા શ્રીમંતો ત્યા વસે છે અને ત્યાના લોકો પ્રેમાળ છે ઘેરઘેર પદ્મિની જેવી સ્ત્રીઓ વસે છે અને લોકો આનંદિત છે લોકો ધનેશ્વરી છે સમુદ્રમા વિવિધ કરિયાણા લઈને વહાણો ત્યા લાગરે છે ત્યા રળિયામણી વાડીઓ અને વનપ્રદેશો છે. ઠેર ઠેર નિર્મળ પાણી પ્રાપ્ત થાય છે ત્યાં દ્રાક્ષના મંડપો છે અને પોપટોનો મધુર અવાજ સંભળાય છે. કેળ, નાગરવેલ આદિના ત્યા મંડપો છે રસ્તા ઉપર ચંદન, ચંપક અને કેતકીના વૃક્ષોની શીતળ છાયા મળે છે'

'ત્યા ઈન્દ્રવિમાનો જેવા મંદિરો–દેવભુવનો શોભે છે. માળો અને

અટારિ—અગાસીવાળા શ્વેત મકાનો ત્યાં શોભી રહ્યાં છે પુરુષોના મન આકર્ષતી ગજગામિની સ્ત્રીઓ ત્યાં શોભી રહી છે. પોતપોતાના આચાર પાળતા પુણ્યવંત પુરુષો ત્યાં વસે છે જિનમંદિરોમાં ત્યાં હમેશાં પૂજાઓ આંગી— રચાય છે'

ઋષભદાસ અને તેમના સમકાલીન કવિઓના સત્તરમા શતકના પૂર્વાર્ધના ખંભાતના આ વર્ણન સાથે 'ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ' (પૃ ૯૫થી ૨૫૨)માં મળી આવતું તે સમયના ખંભાતનું નીચેનું વર્ણન સરખાવવા જેવું છે

"જહાંગીર બાદશાહના સમયમાં ખંભાતમાં મોટાં નાનાં વહાણ આવી શકતાં હતાં જહાંગીર બાદશાહે ખંભાતમાં સોનાની મહોર કરતાં વીસ ગણા વજનના સોના અને રૂપાના ટાંક પાડવાનો હુકમ કર્યો હતો સને ૧૬૨૩માં"

"એ શહેર ઘણી વસ્તીવાળું અને ઘણાં મોટાં પરાંવાળું છે અને ત્યાં વહાણ ઘણાં એકઠાં થાય છે (ડીલાવેલી) સને ૧૬૩૮માં"

"સુરત સાથે સરખામણી થાય નહિ એટલું બધું સુરતથી મોટું ખંભાત છે (મેન્ડેલ્સ્લો) સને ૧૬૭૧"

આ સર્વ હકીકત ઋષભદાસે કરેલા સત્તરમા શતકના પૂર્વાર્ધના ખંભાતના વર્ણનને સમર્થન આપે છે

કવિના ધર્મગુરુઓ

કવિના વતન ખંભાતની માફક કવિના ધર્મગુરુઓ વિષે પણ સઘળી માહિતી કવિની વિવિધ કૃતિઓમાંથી મળી આવે છે કવિ જૈનોના વિખ્યાત તપગચ્છના મૂર્તિપૂજક શ્વેતાંબર વીસા પોરવાડ જૈન વણિક હતા તેમના સમયમાં તે ગચ્છની ૫૮મી પાટે સમ્રાટ-અકબર પ્રતિબોધક હીરવિજયસૂરિ હતા તેમનો સ્વર્ગવાસ સં ૧૬૫૨ (સને ૧૫૯૬)માં થયો હતો તે સમયે કવિની ઉંમર આશરે ૨૧ વરસની ગણી શકાય ત્યારબાદ અકબર બાદશાહ પાસેથી "સવાઈ જગદ્‌ગુરુ'નું બિરુદ મેળવનાર તેમના પટ્ટધર વિજયસેનસૂરિ થયા જેમને કવિએ પોતાના ગુરુ તરીકે સ્વીકારી પોતાની કૃતિઓમાં અનેક સ્થળે સ્તવ્યા છે તેમનો પ્રથમ ઉલ્લેખ સને ૧૬૧૦માં રચાયેલ કવિના "વ્રતવિચારરાસ"માં મળી આવે છે જેમાં કવિ નીચે પ્રમાણે જણાવે છે—

"મુઝ આગણિ સહઈકારજ ફલીઉ, શ્રી ગુરુનામ પસાઈજી,
જે રવિ મુનીવરમા અતિ મોટા, વીજઈસેનસૂરિ રાયજી
જેણુઈ અકબર નૃપ તણી સભામા, જીત્યુ વાદ વિચારીજી,
શઈવ સન્યાસી પડીત પોઢા, સોય ગયા ત્યાહા હારીજી
જઈ જઈકાર હુઉ જીનશાસન, સૂરી નામ સવાઈજી,
શાહી અકબર મુખ્ય એ થાપ્યુ, તો જગમાહિ વડાઈજી
તાસ પાટિ ઉગ્યુ એક દીનકર, સીલવ તમ્હા સુરોજી,
વિજયદેવસૂરિ નામ કહાવઈ, ગુણુ છત્રસે પુરોજી"

બાદશાહ અકબરની સભામા મોટા પડિતોને વાદમા જીતનાર વિજય સેનસૂરિને ગુરૂ તરીકે પ્રાપ્ત કરી કવિ આનદની લાગણી અનુભવે છે. વળી તે જ સાલમા રચાયેલા ૫૭ કડીના "આદિનાથ આલોયણ સ્તવન" મા નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

તપગચ્છ ઠાકર વચન સાકર શ્રી વિજયસેનસૂરિતણો,
સાગણ તણો સુત રીખભ બોલે, પાપ આલોઉ આપણો

સને ૧૬૧૧મા રચેના પોતાના "આદિનાથ વિવાહલા"મા કવિએ તેમનો ઉલ્લેખ નીચે પ્રમાણે કર્યો છે.

"વડતપગચ્છ પાટિ પ્રભુ પ્રગટીએ, શ્રી વિજયસેનસૂરિ પુરિ આસો,
ઋષભના નામથી સકલ સુખ પામીએ, કહત કવિતા નર ઋષભદાસો.

વળી સને ૧૬૧૧ (વિકલ્પે સને ૧૬૦૬ અથવા ૧૬૦૮મા) રચેલી બીજી એક કૃતિ 'નેમિનાથ નવરસો" (યાને "નેમિનાથ રાજીમતી સ્તવન') મા નીચે પ્રમાણે ઉલ્લેખ છે

"તપગચ્છ મુનિવર સયન સુખકર શ્રી વિજયસેનસૂરિસરો,
તસતણો શ્રાવક ઋષભ બોલે, સુણ્યો નેમિ જીનેશ્વરો"

સવત ૧૬૬૮ (સને ૧૬૧૨)મા રચેલી બે કૃતિઓ "સુમિત્રરાજર્ષિ રાસ" અને "સ્થૂલિભદ્રરાસ"મા પણ ગુરૂ વિજયસેનસૂરિ અને તેમના શિષ્ય વિજયદેવસૂરિ અને વિજયતિલકસૂરિનો ઉલ્લેખ છે

"આગિ મોટા જે કવિરાય, તાસ ચરણ રજ કવિ રિષભાય,
મુરખ મુગ્ધ શિરોમણિ સહી, ગુરૂ સેવાઈ એ બુદ્ધિ લહી.
તે ગુરૂ જગમા મોટો ધીર, સીલે જેહવો ગગા નીર,
વિજયસેનસૂરિ તેહનુ નામ, જેણિ વસિ કીધો વિરૂઓ[૨૧] કામ

જંબૂ પ્રભવો વયરકુમાર, સાલિભદ્ર ધનો અણગાર,
સૂરિ સુધર્મો જસ ગુણકોડિ, વિજયસેનસૂરિ તેહની જોડી.
તાસ પાટ ઉદયો એ ભાણ, વિજયદેવ (તિલક) સૂરિ ચતુર સુજાણ,
લઘુવય મહા વયરાગી જેહ, સકલ મુનિસિર મોટો તેહ."
(સુમિત્રરાજર્ષિરાસ).

શુલિભદ્ર ગુણ ગાઈઈ, શ્રી ગુરુચરણે પસાયે રે,
શ્રી વિજઈસેનસૂરીશ્વરુ, તે ગચ્છ રુઙિ ગુરુરાયરે.
સમરિં પતગ[22] જાયે રે, હું વંદૂ તસ પાય રે
સંયમ પાંડાની[23] ધાર રે, કરતો ઉગ્ર વિહાર રે
આગમ અર્થ ભંડાર રે, પંચ મહાવ્રતધાર રે
તેહનિં પાટિં પ્રગટીઓ, શ્રી વીજઈદેવસૂરચંદ રે
મીલિ ગંગાનું નીરરે, સોવન વાન શરીર રે,
ફરી આવ્યો ગુરૂ હીર રે, જાણે ગઉતમ વીર રે.
(સ્થૂલિભદ્રરાસ)

'શ્રી શત્રુંજયમંડણ શ્રી રૂપભદેવ જીન સ્તુતિ' નામની ચાર કડીની એક નાની કૃતિમા નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

"શ્રી વિજૈસેનસૂરીશ્વરરાય, શ્રી વિજયદેવ ગુરૂના પ્રણમું પાય,
રીષભદાસ ગુણ ગાય."

આમ ઉપર્યુક્ત કૃતિઓમાં ઋષભદાસ પોતાને વિજયસેનસૂરિના શ્રાવક-શિષ્ય તરીકે ઓળખાવે છે.

આ પછી સંવત ૧૬૭૦ (સને ૧૬૧૪)માં રચાયેલી ચોથી મોટી સાહિત્યકૃતિ પ્રસિદ્ધ 'કુમારપાલ રાસ'માં કવિએ હીરવિજયસૂરિ, પોતાના ઉપર્યુક્ત ગુરૂ વિજયસેનસૂરિ અને જહાંગીર બાદશાહ પાસે 'મહાતપા' બિરુદ મેળવનાર તેમના પટ્ટશિષ્ય વિજયદેવસૂરિનો અત્યંત માનપૂર્વક ઉલ્લેખ નીચે પ્રમાણે કર્યો છે.

"વીર પટોધર હીરવિજયગુરુ રાઉઓરે, તેહનું જગમાં નામ લીજઈ રે,
વિજયસેન તસ પટધારી, સંયમધારી ધીર,
દિન દિન ગચ્છ દીપાવીઓછ, હીર તણુઈ સુપસાય,
જેહાઈ અકબર સાહ સમઝાવીઓછ, ભાખ્યો ધર્મ વિચાર'
સુરીસર પ્રણમું તુમ્હારે પાય,

વાદ સભામા જીતીઓજી, જેશગજી જયકાર,
સૂરીસર પ્રણમુ તુમ્હારે પાય
એણે વચને નૃપ હરખીયોજી, સૂરિસવાઈરે નામ,
જીવદયા જગિ વિસ્તરઈજી, જીહા અકમરના ઠામ (ગામ),
સૂરીસર પ્રણમુ તુમ્હારે પાય
જેસિઘજી સાચો કીઓજી, સાચો તે જીનધર્મ,
સૂરીસર પ્રણમુ તુમ્હારે પાય
સાહિ અકબર એમ કહીઓજી, જગમિ સાચો રે હીર,
ઉનકા ચેલા આહિઈજી, તુમ્ભ હી અવલ ફકીર,
સૂરીસર પ્રણમુ તુમ્હારે પાય
મણિધરનો મદ તિહા લગીજી, ન કરઈ ગરુડ પ્રયાણ,
વિજયસેનસૂરિ દેખાતાજી, વાદી મેલ્યુ માન —
સૂરીસર પ્રણમુ તુમ્હારે પાય
સોય સૂરિ ગુરૂ માહરાજી, સકલ લોક સિણગાર,
ત્સ પદ પકજ મેવતાજી, હયડઈ હરખ અપાર —
સૂરીસર પ્રણમુ તુમ્હારે પાય

આ કૃતિમા કવિ સ્પષ્ટ જણાવે છે કે વિજયસેનસૂરિ તેમના ગુરૂ હતા અને તેમની સેવાભક્તિ કરવામા કવિ અત્યત હર્ષ અનુભવતા હતા આ વિજયસેનસૂરિએ ઋષભદાસને તેની બાન તેમ જ યુવાન વયમા પોતાનો શિષ્ય ગણી ઘણુ શાસ્ત્રાધ્યયન કરાવી તેના ઉપર પરમ ઉપકાર કર્યો હતો એટલુ જ નહિ પણ તેમના જીવનકાળ દરમિયાન લખાયેલી કવિની નાની મોટી કૃતિઓ — ખાસ કરીને તેમના સ્વર્ગવાસના એક જ વર્ષ પૂર્વે એટલે સને ૧૬૧૪ (સવત ૧૬૭૦) મા લખાયેલો કવિનો પ્રસિદ્ધ "કુમારપાલ રાસ" તેમણે જોઈ તપાસી શોધી આપેન છે આ વાત તેમણે તે રાસને અ તે નીચે પ્રમાણે સ્પષ્ટ રીતે જણાવી છે

'સોળ સ છવરિ જા ણિ વરસ સિત્તરિ , ભાદ્રવા સુદિ શુભ બીજ સારી,
વાર ગુરૂ ગુણભર્યો રાસ રૂપર્લિ કર્યો, શ્રી ગુરૂ સોધિ બહુબુદ્ધિ વિચારી"

વળી તેજ સાલમા રચાયેલ "અજાકુમારરાસ"મા પણ કવિએ નીચે પ્રમાણે ગુરૂ તરીકે શ્રી વિજયાસેનસૂરિનો જ ઉલ્લેખ કર્યો છે.

"તપગચ્છ ગાજે ગુણ નિરાજે અતિ દિવાજે જગ ગુરૂ,
શ્રી વિજયસેનસૂરિ દ સેવો સકલ સઘ મ ગ ન કરો"

આ ગુરુ વિજયસેનસૂરિનો સ્વર્ગવાસ સં ૧૬૦૧ (સને ૧૬૧૫)માં કવિના વતન ખભાતમા થયો હતો તેમના જીવનકાળ દરમ્યાન કવિએ "આદિનાથ વિવાહલો" અને "નેમિનાથ નવરસો" એ બે નાની કૃતિઓ અને પોતાની ૭ મોટી સાહિત્ય કૃતિઓ (૧) ઋષભદેવનો રાસ— સને ૧૬૦૬ (૨) વ્રતવિચાર રાસ— સને ૧૬૧૦ (૩) સ્થૂલિભદ્રરાસ— સને ૧૬૧૨ (૪) સુમિત્રરાજર્ષિરાસ —સને ૧૬૧૨ (૫) કુમારપાળરાસ— સને ૧૬૧૪ અને (૬) અજાકુમારરાસ સને ૧૬૧૪ —રચી હતી કવિના આ ગુરૂ વિજયસેનસૂરિનુ સંસારીપણાનુ મૂળ નામ "જયસિંહ" અપભ્રંશ "જેશગ" (જેસિંગ —ધ) હતું તેમના સાધુપણામા પણ તેમનુ તે અપર નામ "જેશગ" પ્રસિદ્ધિને પામી કાયમ રહ્યુ હતુ અને તેમના ગુરુ હીરવિજયસૂરિ પણ તેમને તે નામથી સંબોધતા હતા વિજયસેન સૂરિના એ અપરનામ "જયસિંહ" નો ઉલ્લેખ કવિએ સં ૧૬૭૮ (સને ૧૬૨૨)મા રચેલા પોતાના "ભરતબાહુબલીરાસ"મા નીચે પ્રમાણે કર્યો છે

"હીરતણે પાટે હવો, જયસિંહ ગુણવંત,
જીણે અકબર બાદશાહ બુઝવ્યો, દિલ્લીપતિ બળવંત
જગગુરૂનો શિષ્ય ખરો રે, દીસે બહુ ગુણગ્રામ,
ત્યા દીલ્લીપતિ થાપતો રે, સૂરિસવાઈ રે નામ
હીરવચન દીપાવતો રે, જયસિંહ પુરુષ ગંભીર'
જિણે ગચ્છ સંઘ વધારિયો રે, ગયો ન જાણ્યો રે હીર
બિંબ પ્રતિષ્ઠા બહુ થઈ રે, બહુમ ભરાયા બિંબ,
તે જયસિંહ ગુરૂ માહરો રે, વિજયતિલક તસ પાટ
તેહન પાટે વળી પ્રગટીયો રે, કલ્પતરુનો રે કંદ,
વિજયાનંદસૂરિશ્વરરે, દીઠે અતિ રે આનંદ
હીર હાથિ દીક્ષા વરે રે, હુઓ તપગચ્છનો રે નાથ,
ઋષભ તણો રે ગુરૂ તે સહી રે, તેહનો મસ્તકે હાથ"

આમ વિજયસેનસૂરિના અપરનામ "જયસિંહ"નો ઉલ્લેખ આ રાસમા મળે છે તે પહેલા ઈ સ. ૧૬૧૪મા રચાયેલ કુમારપાળરાસમા વિજય સેનસૂરિના અપરનામ "જેસગ" નો ઉલ્લેખ છે (જુઓ તેમાથી આગળ ટાંકેલી પંક્તિઓ) ત્યારબાદ આ જયસિંહ—અપભ્રંશ "જેશગ" ઉર્ફે વિજયસેનસૂરિના જીવનનો વિસ્તૃત અને રસપ્રદ હેવાલ કવિએ ઈ સ.

૧૬૨૯મા રચાયેલ પોતાના હીરવિજયસૂરિરાસ (પૃ ૪૦, ૪૧, ૫૪ તથા ૧૮૭થી ૧૯૧)મા આપ્યો છે અને વિજયસેનસૂરિના અપરનામ "જેશગ"-નો ઉલ્લેખ તે કૃતિમા નીચે પ્રમાણે અનેક સ્થળે કરેલો છે

જેસિગ પુત્ર અ છે ઘરબાર

સુહણે સિંહ દીઠો તસ માય, તિણે થાપ્યો જેસિઘ સુતરાય (પૃ ૪૧, કડી ૪૩) જેસિગ(ઘ) હીર (પૃ ૫૪)

| | |
|---|---|
| "ચેયો હીરનો જેસિઘ જે | (પૃ ૧૮૭, કડી ૧) |
| તાસ પુત્ર જેસિઘ જે હોય, | (પૃ ૧૮૮, કડી ૧૭) |
| જન્મ હુઓ જેસિઘનો અસિ, | (પૃ ૧૮૮, કડી ૧૯) |
| હમાઉન દન હરખીઓ, દીધુ જેસિગ માન, | (પૃ ૧૯૧, દુહો) |
| જેસિંગજી સાચો કહીએ તો, | (પૃ ૧૯૩, કડી ૨૧) |
| જેસિગજી વળીઓ વાજતે તો, વાદી ન મ ડે કાન | (પૃ ૧૯૩, કડી ૨૨) |
| એણે સમે જેસિગ આવીઓ રે, બૂજવી અકબરશાહ | (પૃ ૨૪૭, કડી ૯) |
| નિજ ગુરૂ મોહે જેસિગજી, ન કરે આહારવખાણુ રે, | (પૃ ૨૪૯, કડી ૧૫) |
| જેસિગજી રવિ ઉગિયો, | (પૃ ૨૫૦, કડી ૧૨) |
| સાધ વચન શ્રવણે સુણી, ચિંતે નર જેસિગ, | (પૃ ૨૫૦, કડી ૧૩) |
| સકલ સાધ શ્રાવક જના, જપે જેસિગનો જાપ | |
| હીર તણે પાટે હવો, જેસિગજી ગુણવ ત, | (પૃ ૨૫૧, કડી ૨૧-૨૨) |
| હીરવચન દીપાવતો રે, જેસિગ પુણ્ય ગભીર, | (પૃ ૨૫૨, કડી ૮) |

આ "જેશગ" (જેસિઘ, જેસિગ, જેસગ) એ ભરતબાહુબલીરાસમા ઉલ્લેખાયેલા "જયસિંહ" નામનુ અપભ્રંશ હોઈ વિજયસેનસૂરિ પોતાના અપરનામ 'જેશગ'થી પ્રસિદ્ધિને પામ્યા હતા એમ સ્પષ્ટ જણાય છે[૨૪] નવતત્વરાસ ભરતબાહુબલીરાસ અને હીરવિજયસૂરિરાસ આદિમા જણાવ્યા પ્રમાણે આ જયસિંહ ઉર્ફે જેશગ ઉર્ફે વિજયસેનસૂરિએ અમદાવાદ ખભાત, ગાધાર, ભરૂચ, કાવી—આદિ ઘણા શહેરોના અનેક જિનમ દિરો અને અનેક જિનબિ બોની પ્રતિષ્ઠા કરી હતી, અને તે અ ગેના શિલાલેખો ઉપર્યુક્ત શહેરોમા હાલ પણ મોજુદ છે જયસિંહ ઉર્ફે વિજયસેનસૂરિનો જન્મ સ ૧૬૦૪મા, દીક્ષા સ. ૧૬૧૩મા (નવ વર્ષની વયે) અને સ્વર્ગવાસ સ ૧૬૭૧ (ઈ સ ૧૬૧૫)મા ૬૭ વર્ષની વયે થયો હતો જે સમયે વિજયદેવસૂરિ[૨૫]ની ઉમર ૩૭ વર્ષની હતી વળી "નવતત્વરાસ"-માથી (જુઓ પાદટીપ) એક જાણવા જેવી હકીકત એ મળે છે કે કવિ ઋષભદાસના દાદા મહિરાજ સઘવી વિજયાનદસૂરિના શ્રાવક હતા કવિનો

જન્મ સને ૧૫૭૫ આસપાસ છે અને વિજયાનંદસૂરિનો જન્મ સં ૧૬[illegible] (સને ૧૫૮૬)મા નિશ્ચિત જ છે આ જોતા કવિ ઋષભદાસ અને વિજયાનંદસૂરિની ઉમરમા અગિયારેક વરસનો ફરક છે વિજયાનંદસૂરિ ઋષભદાસ કરતા અગિયારેક વરસ નાના હોવા છતા તે બાનદીક્ષિત હોવાં ઋષભદાસ તેમ જ તેમના વૃદ્ધ દાદા તે બાનગુરુ પાસે ધર્મક્રિયા આ કરતા હશે એ સભવિત છે વળી અત્રે એ પણ નોધવા જેવુ છે વિજયસેનસૂરિ, વિજયદેવસૂરિ, વિજયતિલકસૂરિ અને વિજયાનંદસૂરિ એ ચારે બાનદીક્ષિત આચાર્યો છે અને તે ચારે યે નવ નવ વર્ષની ઉમ દીક્ષા લીધી છે છેલ્લા વિજયાનંદસૂરિ વિજયસેનસૂરિના શિષ્ય હતા અને તે પોતાના વડીલ ગુરુબધુ વિજયદેવસૂરિ કરતા આઠ વર્ષ નાના હોવા છતા સઘે વિજયસેનસૂરિના અધિકૃત પટ્ટધર તરીકે વિજયતિલકસૂરિ પછી વિજયદેવસૂરિને નહિ પણ વિજયાનંદસૂરિને સ્વીકાર્યા હતા [અ પટ્ટધર અગેની વધુ ચર્ચા હજુ આગળ કરવાની છે એટલે અત્રે તો એટલે ઉલ્લેખ કરવો બસ છે કે] કવિના 'નવતત્વરાસ' ની રચના વખતે એટલે કે સને ૧૬૨૦મા વિજયાનંદસૂરિ તપગચ્છના અધિકૃત પટ્ટધર અને કવિના સ્વીકૃત ગચ્છપતિ હતા અને કવિની તે કૃતિ તેમ જ સને ૧૬૨૦મા રચાયેલી કવિની બીજી કૃતિ 'જીવવિચારરાસ' અને તે પછી રચાયેલી કવિની સઘળી કૃતિઓ વિજયાનંદસૂરિની હાજરીમા અને તેમની નિશ્રામા જ રચાઈ હતી (વળી આગળ જોઈશુ તેમ,) સને ૧૬૨૦ પછી રચાયેલી કવિની સઘળી કૃતિઓમાં વિજયદેવસૂરિનો ઉલ્લેખ કરેલો નથી જે બતાવે છે કે તે સઘળાયે સમય દરમિયાન વિજયદેવસૂરિ હયાત હોવા છતા સઘમાન્ય પ્રમાણભૂત – અધિકૃત પટ્ટધર તરીકે તો વિજયાનંદસૂરિ જ હતા અને કવિએ પણ તેમને જ માન્ય રાખ્યા હતા હવે સને ૧૬૨૦ મા રચાયેલા કવિના 'જીવવિચારરાસ' અને ત્યાર પછી રચાયેલી કવિની અન્ય કૃતિઓના ઉલ્લેખ જોઈએ 'જીવવિચારરાસ'મા કવિ વિજયાનંદસૂરિની પટ્ટધર તરીકે નીચે પ્રમાણે સ્તવના કરે છે

"શ્રી વિજયાનંદસૂરિશ્વર સમર્યો, તપગચ્છ ઠાકુર વારુજી,
હીરપટોધર[૨૬] હાથે દીક્ષા, ભાવિક લોકોનો તારુજી
જનમ તણો જે છે બ્રહ્મચારી પરણ્યો સયમ નારીજી,
ક્રોધ માન માયા નહિ મનમા, આગમ અર્થ વિચારીજી
તુઝ ચરણે શિરિ નામે કવિતા, તત્વભેદ લહે સારુજી,
ગુરુ આધારે ગ્યાન લહીને, કીધો જીવવિચારજી"

આ પછી આગળ જોઈ ગયા તેમ સંતે ૧૬૨૨ મા રચાયેલા ભરત બાહુબલીરાસમા પણ વિજયાનંદસૂરિનો જ પટ્ટધર તરીકે ઉલ્લેખ છે વળી તે જ સાલમ રચાયેલા 'સમકીતસારરાસ'મા પણ વિજયાનંદસૂરિનો જ તપગચ્છના નાયક તરીકે ઉલ્લેખ છે,

'તેણુઈ કારણિં નર ગુરુ નિ મેવા, નમિ વિજયાનંદોજી,
બાલપણાઈ જે સંયમધારી, જનમ તણા બ્રહ્મચારીજી
હીરપટોધર હાથિ દીખ્યા, દોષ રહીત લઈ ભીક્ષાજી,
તપગચ્છ ધોરી કીરતિગોરી, રૂપવંત આચારી જી,
તે સહી ગુરુના ચર્ણ પખાલી, સેવી સરસતિ પાઈજી.
ચોવિસઈ જિન ગણધર નામિ' સમકિતસાર રચાઈજી"

તે જ સાલમા રચાયેલ ત્રીજી કૃતિ "બાર આરા સ્તવન" (અથવા "ગૌતમ પ્રશ્નોત્તર')મા પણ ઉલ્લેખ છે કે—

"તપગચ્છ તિલક સમાન સદગુરુ શ્રી વિજયાનંદસૂરિ,
સાગણનો સુત ઋષભ બોલિ, કહિ ગચ્છ મંગળ કરો"

તે જ સાલની ચોથી કૃતિ "ક્ષેત્રસમાસરાસ"મા નીચે પ્રમાણે ઉલ્લેખ છે

'વિજયાનંદસૂરિશ્વર સાચો તપગચ્છ શિરિ ટીલોજી,
સકલ ગુણિં સંપૂર્ણ દીસે, જિમ સુરતરૂઅર નીલોજી
બાલપણે જે સંયમધારી, હીરતણો સિરિ હાથજી,
તે ગચ્છનાયક જગિ જયવંતો, સકલ મુનિનો નાથજી',

તે પછી સને ૧૬૨૪મા રચાયેલ 'ઉપદેશમાલારાસ", સને ૧૬૮૬ મા રચાયેલી ચાર કૃતિઓ પૂજાવિધિરાસ, શ્રેણિકરાસ, જીવંતરસ્વામીનોરાસ અને હિતશિક્ષારાસમા પણ તપગચ્છનાયક તરીકે વિજયાનંદસૂરિનો જ ઉલ્લેખ છે આમા જીવંતસ્વામીરાસનો ઉલ્લેખ ખાસ નોંધપાત્ર છે, કારણ કે તેમા સને ૧૬૧૫ પછીની પોતાની બધી કૃતિઓમાથી ફક્ત આ એક જ કૃતિમા ઋષભદાસે વિજયદેવસૂરિનો ઉલ્લેખ કર્યો છે એટલું જ નહિ પણ તેમણે પોતાના પિતા સાગણને વિજયદેવસૂરિના શ્રાવક તરીકે જણાવ્યા છે છતા આમા પણ વિજયદેવસૂરિનો ઉલ્લેખ તપગચ્છના એક "સુવિહિત મુનિરાજ" તરીકે કર્યો છે — પટ્ટધર તરીકે નહિ, જ્યારે વિજયાનંદસૂરિનો "વિજયાનંદસૂરિ રાજા" એટલે એક પટ્ટધર તરીકે ઉલ્લેખ કર્યો છે આ

બતાવે છે કે તપગચ્છના અધિકૃત પટ્ટધર તો વિજયાનંદસૂરિ હતા છતા પણ સંઘને તેમ જ કવિને વિજયદેવસૂરિ માટે પણ એક પટ્ટધર જેટલુ જ માન હતું 'જીવતસ્વામીરાસ' નો એ આખો ઉલ્લેખ નીચે પ્રમાણે છે

"ગચ્છતપા સુવિહિત મુનિરાઈ, વિજયાનંદસૂરિ પ્રણમુ પાઈ,
શીલવંત સંયમનો ધારી, જનમ લગઈ છે તે બ્રહ્મચારી
શ્રાવક તેહનો સબલ વિચારી, સંઘવી સાગણ બારવ્રતધારી,
ઋષભદાસ સુત તેહનો જેહો, રચિ રાસ સુગંધિ એહો
વંદો વિજયાનંદસૂરિ રાજા, રચિઓ રાસ અનોપમ આજ"

આ પછી સને ૧૬૨૮માં રચેલ "હીરવિજયસૂરિના બાર બોલનો રાસ"મા પણ નીચે પ્રમાણે ઉલ્લેખ છે

"હીરપાટિ વિજયસેનસૂરિશ્વર, શ્રી વિજયતિલકસૂરિ તાસ પાટિ
સૂરિ વિજયાનંદ તાસ પાટિ સહી નામ જપતા સુખિ વિરમ વાટિ
નામ જપીઈ ગચ્છ નાયક માટિ.
સૂરિ વિજયાનંદ મુનિતણો શ્રાવક, સાહો સાગણસુત રીખભદાસો"

અહીંયા કવિ પોતે પોતાને વિજયાનંદસૂરિના શ્રાવક તરીકે ઓળખાવે છે

ઈ.સ ૧૬૨૯મા રચાયેલ હીરસૂરિરાસમા પણ પટ્ટધર તરીકે વિજયાનંદસૂરિનો જ ઉલ્લેખ છે

"વંદીયે વિજયાયાનંદસૂરિરાય, નામ જપતા સુખ સંપણ થાય,
તપગચ્છનાયક ગુણ નહિ પારો, આગવ શે હુઓ પુરષ તે સારો"
(હીરવિજયસૂરિરાસ, પૃ ૩૧૮-૧૯).

વળી તે જ રાસ (પૃ ૧૫૮)મા શીરોહિના શાહ શ્રીવંતના ચાર પુત્રોએ હીરવિજયસૂરિ પાસે દીક્ષા લીધી તેમા જ્યેષ્ઠ પુત્ર વિજયાનંદસૂરિનો ઉલ્લેખ કરતા કવિ ઋષભદાસે સ્પષ્ટ જણાવ્યુ છે કે—

ચ્યારે પુત્ર નરરત્ન સમાન, વિજયાનંદસૂરિ સુંદર વાન,
પુણ્યે તેહ પટોધર થયો, હીર તણે વચને તે રહ્યો"

ત્યાર પછી સંવત ૧૬૮૫ (સને ૧૬૨૯)મા રચાયેલ બે કૃતિઓ 'મલ્લિનાથરાસ' અને 'હીરવિજયસૂરિરાસ' તેમ જ સંવત ૧૬૮૭ (સને ૧૬૩૧)માં રચાયેલ 'અભયકુમારરાસ' તથા સંવત ૧૬૮૮ (સને ૧૬૩૨)-મા રચાયેલ કવિની છેલ્લી કૃતિ 'રોહણિયારાસ' પણ એ જ વાતનુ સમર્થન

કરે છે. આમ સને ૧૬૧૫ પછી સને ૧૬૨૬ની માત્ર એક જ કૃતિ જીવંત-સ્વામીરાસમાં જ કવિએ વિજયદેવસૂરિનુ નામ આપ્યું છે. તે સિવાય ૧૬૧૫ થી ૧૬૩૧ સુધીની બીજી કોઈ કૃતિમાં તેમનો ઉલ્લેખ નથી. આ બતાવે છે કે વિજયસેનસૂરિ પછી તપગચ્છના અધિકૃત પટ્ટધર (એક સુવિહિત આચાર્ય હોવા છતા) વિજયદેવસૂરિ નહિ પણ વિજયતિલકસૂરિ અને તેમની પછી વિજયાનંદસૂરિ હતા. જો કે સને ૧૬૧૫ સુધી સંઘે વિજયદેવસૂરિ પ્રત્યે એક પટ્ટધર પ્રત્યેની માનવૃત્તિ રાખી હતી અને ત્યારબાદ પણ તેમના પ્રત્યે એક પટ્ટધર જેવી જ માનવૃત્તિ હતી અને ઋષભદાસે પણ તેમ કર્યું હતુ કારણ કે વિજયસેનસૂરિ પછી પટ્ટધર થવા માટે લાયક અને સમર્થ વ્યક્તિ તે જ હતા. પરંતુ ૧૬૧૪ ના અરસામાં આગળ જોયુ તેમ વિજયદેવસૂરિ વિજયસેનસૂરિની કૃપા ગુમાવી બેસતાં અને ૧૬૧૫ પછી સંઘે વિજયતિલકસૂરિને અધિકૃત પટ્ટધર તરીકે સ્થાપ્યા અને ત્રણ વરસ બાદ તેમના સ્વર્ગવાસ પછી અને ૧૬૧૮ મા વિજયાનંદસૂરિ તપગચ્છના પટ્ટધર સ્થપાયા અને તે, વિજયદેવસૂરિ હયાત હોવા છતાં પોતાના સ્વર્ગવાસ સુધી એટલે સને ૧૬૫૫ સુધી એટલે લગભગ ૩૭ વરસ સુધી તપગચ્છના અધિકૃત પટ્ટધર તરીકે રહ્યા હતા. સને ૧૬૫૫ પછીની કવિની સઘળી કૃતિઓ ઉપરથી પણ આ વાતને વધુ સામર્થન મળે છે. પરંતુ તપગચ્છની પટ્ટાવલીમા વિજયસેનસૂરિ પછી વિજયદેવસૂરી તપગચ્છની પાટે આવ્યા તેમ જણાવ્યુ છે વસ્તુત એક રીતે આ બંને વસ્તુ સાચી છે કારણ કે આગળ જોઈ ગયા તેમ શ્રી વિજયસેનસૂરિની પાટે બે આચાર્યો થયા (૧) વિજયદેવસૂરિ અને (૨) વિજયતિલકસૂરિ. પરંતુ વિજયસેનસૂરિએ સને ૧૬૧૫ મા ખંભાતમા પોતાનો સ્વર્ગવાસ થતા પહેલાં આઠ વાચક (ઉપાધ્યાયો) અને ચારસો મુનિઓના પરિવારને બોલાવી જણાવ્યુ કે એક વખત તમે વિજયદેવસૂરિ પાસે મારૂ વચન માન્ય રાખવા કહેજો. જો તે માન્ય કરે તો પટ્ટધર તેમને જ સ્થાપજો નહિ તો બીજા કોઈ યોગ્ય મુનિને સ્થાપજો આમ જણાવી તેમણે સંઘ સમક્ષ તે આઠે ઉપાધ્યાયોને સૂરિમંત્ર આપ્યો. એ આઠે વાચકોએ અમદાવાદ વિજયદેવસૂરિ પાસે આવી સ્વર્ગસ્થ આચાર્યનો અંતિમ સંદેશો તેમને કહી સંભળાવ્યો. પણ તેમણે તેનો અસ્વીકાર કર્યો એટલે સંઘે વિજયસેનસૂરિની પાટ ઉપર વિજયતિલકસૂરિને સ્થાપિત કર્યા. પછી જ્યારે ૧૬૧૮ મા વિજયાનંદસૂરિ પોતાની ૩૨ વરસની ઉંમરે પટ્ટધર સ્થપાયા ત્યારે વિજયદેવસૂરિ તેમને મળવા માટે અમદાવાદ આવ્યા ત્યારે બંનેની અરસપરસ પ્રીતિ અને

સમતિથી ગચ્છાધિપત્ય ત્રણ વરસ ચાલ્યુ ભાગ્યયોગે ચોથા વર્ષે વિજયદેવ સૂરિએ પોતાના નામનો પટ્ટો મુનિઓ માટે લખ્યો આમ આ દૃષ્ટિએ વિજયાનંદસૂરિ અને વિજયદેવસૂરિ બને વિજયસેનસૂરિની પાટે આવ્યા એમ ગણી શકાય અને એ રીતે સમાધાન રૂપે પટ્ટાવલીનો વિજયસેનસૂરિ પછી વિજયદેવસૂરિ તપગચ્છની પાટે આવ્યા એવો ઉલ્લેખ પણ સત્ય ગણી શકાય ગમે તેમ પણ કમનશીબે વિજયસેનસૂરિના સ્વર્ગવાસ પછી ઉપર્યુક્ત કારણે એ એક જ કુળમા બે આચાર્યોના નામે બે વિભાગ યાને ગચ્છ થયા તે પાછળથી લોકોમા દેવસૂરગચ્છ અને 'આનંદસૂરગચ્છ' એ બે નામે પ્રસિદ્ધ થયા આ બે ગચ્છોને અનુસરી તપગચ્છની પાટ પરંપરા નીચે પ્રમાણે ગણી શકાય —

૫૯ મા વિજયસેનસૂરિ

| દેવસૂરિગચ્છ (૧લો વિભાગ) | આનંદસૂરિગચ્છ (બીજો વિભાગ) |
|---|---|
| પાટ | પાટ |
| ૬૦ વિજયદેવસૂરિ | ૬૦ વિજયતિલકસૂરિ |
| ૬૧ વિજયસિંહસૂરિ | ૬૧ વિજયાનંદસૂરિ |

બીજો વિભાગ, વિજયસેનસૂરિ માન્ય હોઈ વધુ પ્રમાણભૂત વિભાગ કહી શકાય પહેલો વિભાગ મહાતપસ્વી અને મહા વિદ્વાન વિજયદેવસૂરિ-થી થયો છે પણ તેમણે વિજયસેનસૂરિની અંતિમ આજ્ઞાની અવજ્ઞા કરી હતી આ ઉપરાંત ત્રીજો વિભાગ નામે 'સાગરગચ્છ'ની ઉત્પત્તિ ઉપાધ્યાય ધર્મસાગરના નામથી આ અરસામા જ થઈ હતી અને તેમના પછી તે ગચ્છના આચાર્ય તરીકે તેમના શિષ્ય રાજસાગરસૂરિ થયા આ ત્રીજા વિભાગના ધર્મસાગર ઉપાધ્યાયને શ્રી વિજયસેનસૂરિએ કુમતિકુદ્દમનગ્રંથ લખવા માટે ગચ્છ બહાર જાહેર કર્યો હતા પરંતુ એ વિદ્વાન ઉપાધ્યાય પ્રત્યે મહાતપા વિજયદેવસૂરિની સહાનુભૂતિ હતી અસ્તુ હવે પહેલા વિભાગમા ૬૦મા વિજયદેવસૂરિ અને ૬૧મા વિજયસિંહસૂરિ છે જ્યારે બીજા વિભાગમા ૬૦મા વિજયતિલકસૂરિ અને ૬૧મા વિજયાનંદસૂરિ છે ત્રીજા વિભાગના ધર્મસાગર ઉપાધ્યાય તો પટ્ટધર તરીકે ગણાયા પણ નથી આમ છતાં આ ત્રણે વિભાગના – ગચ્છના નાયકો – સ્થાપકો મહાન સંયમી, તપસ્વી અને વિદ્વાન આચાર્યો હતા તપગચ્છના આ ત્રણે ગચ્છોનો અહિ ઉલ્લેખ કરવાનુ કારણ તપગચ્છનો ઇતિહાસ કે તેમા ગચ્છો શાથી પડયા વિગેરે જણાવવાનુ નથી – તે વિષય અત્રે પ્રસ્તુત પણ

નથી – પરંતુ તેનું મુખ્ય કારણ એ વાત સાબિત કરવા માટેનું છે કે કવિના મુખ્ય ધર્મગુરૂ શ્રી વિજયસેનસૂરિનું અપરનામ 'જયસિંહ' છે તો એ જયસિંહ અને ઉપર્યુક્ત પહેલા વિભાગના વિજયદેવસૂરિના શિષ્ય 'વિજયસિંહસૂરિ' એ બને, કેટલાક શંકા ધરાવે છે તેમ, એક જ નહીં પણ તદ્દન ભિન્ન વ્યક્તિઓ છે. વિજયસેનસૂરિના સંસારીપણાનું બાળપણનું નામ 'જેસિંગ' ઉર્ફે જયસિંહ' હતું અને સાધુપણામાં તેમના ગુરુ હીરવિજયસૂરિ તેમને 'જેશિંગ' નામથી પણ સંબોધતા હતા એટલે 'જયસિંહ' એ વિજયસેનસૂરિનું અપરનામ હતું અને આથી એ સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે વિજયદેવસૂરિના શિષ્ય વિજયસિંહસૂરિ વિજયસેનસૂરિ ઉર્ફે જયસિંહથી તદ્દન ભિન્ન વ્યક્તિ છે એટલું જ નહીં પણ જયસિંહ ઉર્ફે વિજયસેનસૂરિ વિજયસિંહસૂરિની પૂર્વે થયેલા છે અને વિજયસિંહ સૂરિના દાદાગુરૂ પણ થાય આગળ વિજયસેનસૂરિની ચર્ચા વખતે તેમ જ 'ભરતબાહુબલીરાસ'ના ઉલ્લેખ વખતે પણ આ વસ્તુ બરોબર સ્પષ્ટ કરેલી જ છે આમ કવિ ઋષભદાસના મુખ્ય ધર્મગુરૂ વિજયસેનસૂરિનું અપર નામ 'જયસિંહ' હતું અને વિજયસિંહસૂરિ એ તેમનાથી તદ્દન ભિન્ન વ્યક્તિ છે એ હવે નિશ્ચિત થાય છે અને તે અંગે કાંઈપણ શંકા રહેતી નથી

### ઋષભદાસ એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ કવિ તથા તેમની સરસ્વતીભક્તિ

'આપણા જૂના વાઙમય પ્રવાહમાંના પૌરાણિક ફાંટામાં જેમ ઘણાખરા કર્તા બ્રાહ્મણો છે— કાયસ્થ, સોની, વાણિયા, કણબી, 'ભગત' અને બીજા વિરલ છે— તેમ તેના જૈન ફાંટામાં ઘણાખરા કર્તાઓ સાધુ થઈ ગયેલા માણસો છે ગૃહસ્થાશ્રમમાં રહીને પણ કવિ તરીકે કીર્તિ જીતનારા વિરલ છે'[૨૭] (બ ક ઠાકોર) ગૃહસ્થાશ્રમમાં રહીને પણ કવિ બનનાર બારમા શતકના જૈન ગુજરાતી કવિ નેમિચંદ્ર ભંડારી, તેરમાના આસગુ અને વાછો, ચૌદમાના વસ્તુપાલ વિધ્ધણુ અને વસ્તો (વસ્તિગ), પંદરમાના ભોજક દેપાલ અને વચ્છ ઉર્ફે વાછો, સોળમી સદીના શ્રાવક કવિઓ ખીમો અને સીઓ તથા સત્તરમી સદીનો જયાનંદકેવલીરાસ'નો કર્તા કવિ વાનો આદિ વિરલ વ્યક્તિઓમાંના કવિ ઋષભદાસ પણ એક છે તે એક આવા પ્રતિષ્ઠિત કવિ બની શક્યા તેનાં મુખ્ય કારણો બે છે એક તો અકબર – હીરવિજયસૂરિના સમાગમથી ઉત્પન્ન થયેલા ગુજરાતી સંસ્કૃતિના જૈન ફાંટાના બળવાન યુગનો તેમને લાભ મળ્યો બીજું કારણ તેઓ ગર્ભશ્રીમંત સુખી સંસ્કારી કુટુંબના હતા એ છે

અગિયારમી સદીમાં હેમચંદ્રાચાર્ય અને કુમારપાલ આદિ તેમના સહાયકોએ સંસ્કૃતિ અને વિદ્યાનો જે એક બળવાન સર્જક યુગ સ્થાપ્યો હતો તે કાળક્રમે અસ્ત પામ્યા બાદ લાંબા સમયે અકબર–હીરવિજયસૂરિના સમાગમથી ગુજરાતી સંસ્કૃતિના જૈન ફાંટામાં તેવો જ બીજો બળવાન યુગ સોળમી – સત્તરમી સદીમાં ઉત્પન્ન થયો. આ યુગ જોરમાં હતો તે સમયમાં કવિ ઋષભદાસ થયા એટલું જ નહીં પણ, અગાઉ તેમના ધર્મગુરુઓની ચર્ચામાં જોઈ ગયા તેમ, તે યુગ સાથેનો તેમનો અંગત સંબંધ પણ નિકટનો અને એક કુટુંબી જેવો હતો. આમ આ નવા યુગનો તેમને લાભ મળ્યો એ તેમના ગૃહસ્થ છતાં કવિ બનવાનું વધારે મોટું અને સબળ કારણ છે. ઋષભદાસનો જન્મ સને ૧૫૭૫ આસપાસ છે અને હીરવિજયસૂરિ સને ૧૫૯૬ની આખરમાં સદ્‌ગત થયેલા છે એટ[illegible] તેમની સાથે ઋષભદાસનો પોતાની ૨૧ વરસ સુધીની વયમાં પ્રત્યક્ષ પરિચ[illegible] સંભવે છે. ઋષભદાસ ખંભાતમાં જન્મેલા અને હીરવિજયસૂરિ પ[illegible] વિશેષ ખંભાતમાં રહી સારી ખ્યાતિ અને પ્રતિષ્ઠા પામેલા એટલે આ સંભવને વધુ સમર્થન મળે છે. વળી હીરવિજયસૂરિના મુખ્ય શિષ્ય વિજય-સેનસૂરિ જેમને અકબરે 'ગુરૂસવાઈ' એ નામે પ્રખ્યાત કર્યા હતા તથ[illegible] વિજયદેવસૂરિ, વિજયતિલકસૂરિ અને વિજયાનંદસૂરિનો તો કવિને આખા જીવન દરમિયાન ગાઢ પરિચય થયો હતો. આમાંના વિજયદેવસૂરિ અને વિજયાનંદસૂરિ તો કવિના લગભગ સમવયસ્ક જેવા હોવા છતાં સંવત ૧૬૭૬ (સને ૧૬૨૦) માં રચેલા 'નવતત્ત્વરાસ' માં કવિ પોતાના દાદા મહીરાજ સંધવીને તેમના (વિજયાનંદસૂરિના) શ્રાવક તરીકે જણાવે છે. આ ઉપરથી વિજયાનંદસૂરિ ઘણી જ નાની વયમાં કવિના દાદાના ધર્મશિક્ષાદિ અંગે ગુરુ તરીકે હોય એમ જણાય છે. કવિના તો તે ધર્મગુરુ હતા જ અને સને ૧૬૨૦ પછી કવિએ રચેલી સઘળી કૃતિઓ પણ તેમની નિશ્રામાં જ રચાઈ છે. એટલે વિજયાનંદસૂરિની ૩૪ વર્ષની વય પછી અને ઋષભદાસની ૪૫ વર્ષની વય પછી તે બંનેનો જીવનપર્યંત ગાઢ પરિચય હતો. વળી સત્તરમી સદી પૂર્વેના જાણીતા જૈન કવિઓ તેમ જ સત્તરમી સદીના પૂર્વાર્ધના તેમના પૂર્વજન્મા અને સમકાલીન કવિઓનો પણ તેમને સારો પરિચય હતો. સોળમી સદીના ઉત્તરાર્ધ અને સત્તરમી સદીના પૂર્વાર્ધના જાણીતા જૈન કવિઓ નયસુંદર, (રૂપચંદકુંવરરાસ, યશોધરનૃપ-ચરિત્ર' નલદમયંતીરાસ, સુરસુંદરીરાસ, પ્રભાવતીરાસ, શીલશિક્ષારાસ, આત્મ-પ્રતિબોધ આદિના કર્તા), સંઘવિજય (સિંહાસનબત્રીશીના કર્તા), ગુણવિનય

(કર્મચંદવંશાવલિપ્રબંધ આદિના કર્તા), હેમવિજયગણિ (કમનવિજય રાસના કર્તા), કનકસુંદર (સગાલશારાસના કર્તા), તથા પંદરમી સદીથી સત્તરમી સદીના પૂર્વાર્ધ સુધીના લાવણ્યસમય ખીમો, લીંબો, સકળચંદ્ર ઉપાધ્યાય, હંસરાજ, વાછો, ભોજક કવિ દેપાલ માનદેવ, સાધુ હંસમુનિ, સમરચંદ્રસૂરિ, સમયસુંદર અને સુરચંદ્ર વગેરે બીજા બાર કવિઓ જેમનો કવિએ જાતે જ ઉલ્લેખ કરેલો છે (અને જેમના વિષે વધુ માહિતી આગળ આવશે) તે સઘળા કવિઓનો કવિને સારો પરિચય હતો અને તેમાંના કેટલાક તેમના સમકાલીન જેવા કે નયસુંદર માનદેવ, સકળચંદ્ર ઉપાધ્યાય, સમરચંદ્રસૂરિ સમયસુંદર, અને સુરચંદ્ર આદિ તો ઋષભદાસની સાથે સારી પેઠે સંબંધમાં આવ્યા હોવા સંભવ છે આમ અકબર — હીરસૂરિ યુગના ખ્યાતનામ જૈન ગુજરાતી કવિઓનો સમાગમ હીરસૂરિ, વિજયસેનસૂરિ, વિજયતિલકસૂરિ, વિજયદેવસૂરિ, અને વિજયાનંદસૂરિ આદિ ચારિત્ર્ય વાન અને વિદ્વાન ધર્મગુરુઓનો ગાઢ પરિચય તથા સત્સંગ અને અકબર — હીરસૂરિ યુગનું સામાન્ય ઉત્સાહજનક વાતાવરણ તેમને કવિ થવામાં ઘણું પ્રેરણાત્મક બન્યું જણાય છે

ગૃહસ્થાવસ્થામાં રહેવા છતાં કવિ થવામાં તેમણે પ્રેરણા આપનાર બીજું સબળ કારણ તેમની ગર્ભશ્રીમંતાઈ અને સંસ્કારી કુટુંબ લાગે છે તેમનું કુટુંબ બહોળું હોવા છતાં ધર્મરત, સંસ્કારી, સાહિત્યપ્રિય અને તે સમયના ઉત્તમ સાધુ પુરુષોની સત્સંગતિમાં રહેનારું હતું આથી ગર્ભ શ્રીમંત ઋષભદાસે વહેપાર અને કુટુંબ વ્યવસ્થાનો ભાર સુપાત્ર માણસો અને લાયક કુટુંબીઓ ઉપર રાખીને પોતાનું જીવન મોટે ભાગે ધર્માચાર, પઠનપાઠન અને લેખનકાર્યમાં વીતાવેલું જણાય છે એમની કેટલીક કૃતિઓ એમના પોતાના હસ્તાક્ષરોમાં લખેલી પણ મળી આવી છે (દા તા જુઓ આ કા મ મૌ વ્રતવિચારરાસ' માંથી મૂળ પત્ર $\frac{२१२}{२}$×४$\frac{१}{२}$ નો ઋષભ દાસના પોતાના હસ્તાક્ષરમાં કરેકદનો નમૂનો)

આમ અકબર — હીરસૂરિ યુગમાં ઉત્પન્ન થયેલા ગુજરાતી સંસ્કૃતિના જૈન ફાંટાના બીજા બળવાન યુગે અને એક સંસ્કારી ધર્મરત ગર્ભશ્રીમંત કુટુંબે આપ્યા સત્તરમી સદીના પૂર્વાર્ધના એક સમર્થ જૈન ગુજરાતી કવિ ઋષભદાસ વિરલ પ્રાપ્ત થતા જૈન ગુજરાતી ગૃહસ્થ કવિઓમાં પંદરમી સદીના પ્રસિદ્ધ જૈન ગુજરાતી કવિ ભોજક દેપાલની માફક કવિ ઋષભદાસનું સ્થાન પણ મોખરે છે, એટલું જ નહિ પણ તેમના જીવનની ચર્ચામાં આગળ જોઈ ગયા તેમ તેમનું ચારિત્ર્ય અને કૃતિઓ બન્ને એટલા ઉત્તમ

હતા કે પૂર્વાચાર્યોએ તેમના સ્તવનો, સજ્ઝાયો, સ્તુતિઓ વગેરે ઉત્તમ કૃતિઓ મ દિરો અને ઉપાશ્રયો આદિમા કરાતી જૈન ધર્મની આવશ્યક ક્રિયાઓમા બોલવા–વાપરવાની પરવાનગી આપી હતી જે સામાન્ય રીતે કોઈ ગૃહસ્થ કવિની બાબતમા આપવામા આવતી નથી આવા પ્રતિષ્ઠિત ગૃહસ્થકવિનુ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવામા તેમના ઉપર સરસ્વતીદેવીની પણ કૃપા હતી એવી એક નીચે પ્રમાણેની દતકથા પણ પ્રચલિત છે.

'શ્રી મહાવીરની ૫૮ મી પાટે જગદ્ગુરુ શ્રી હીરવિજયસૂરિ થયા. તેમની પાટે સવાઈ જગદ્ગુરુ એવુ બિરૂદ ધરાવવાવાળા શ્રી વિજયસેનસૂરિ ૫૯ મા થયા. આ સૂરિની પાસે શ્રાવક ઋષભદાસે વિદ્યાભ્યાસ કરવા માડ્યો હતો એક દિવસે પોતાના કોઈ એક શિષ્ય સારુ સરસ્વતી દેવીને પ્રસન્ન કરીને શ્રી વિજયસેનસૂરિએ પ્રસાદ —(લાડવો) મેળવ્યો હતો કે જે પ્રસાદ —(લાડવો) રાત્રે ઉપાશ્રયમા જ સૂઈ રહેલા ઋષભદાસના જાણવામા આવ્યો આથી તે પ્રસાદ પોતે જ આરોગી લીધો અને તે મહા વિદ્વાન થયો સવારમાં ઉઠતા જ પોતે —

'પ્રહ ઉઠી વન્દુ, રિખવદેવ ગુણવન્ત,
'પ્રભુ બેઠા સોહે, સમવસરણ ભગવન્ત,
'ત્રણ છત્ર વિરાજે, ચામર ઢોલે ઈન્દ્ર,
'જીનના ગુણ ગાવે, સુરનરનારી વૃન્દ',

—એ અને બીજી કેટલીક થોયો બનાવી આમ 'કવિ' ઋષભદાસનો પ્રથમ પ્રાદુર્ભાવ આ પ્રમાણે થયો 'રામનુ સ્વપ્ન ભરતને ફળ્યુ' એ કથન મુજબ અન્ય માટેનો સરસ્વતીપ્રસાદ ઋષભને મળ્યો. તેથી તે ઉત્તમ કાવ્યો કરવા લાગ્યો અને વિદ્વાન કવિ ગણાયો '૨૮

આ દતકથા બાજુએ રાખીએ તો પણ એટલી વાત તો સત્ય છે કે કવિ પોતાની દરેક કૃતિમા સરસ્વતીની ભક્તિપૂર્વક સ્તુતિ કરી તેનો પાડ અને પ્રભાવ પણ સ્વીકારે છે પોતાની પ્રથમ કૃતિ 'ઋષભદેવનો રાસ' મા કવિ કહે છે —

'સરસતિ ભગવતિ ભારતી, બ્રહ્માણી કરિ સાર,
'વાગેશ્વરી વદનિ રમિ, જિમ હુઈ જયજયકાર'
બ્રહ્મસુતા તું સારદા, બ્રહ્મવાદિની નામ
વાણી વચન દીઉ અસ્યા, જ્યમ હોય વછ્યુ કામ'

પોતાના 'વ્રતવિચારરાસ' અને 'કુમારપાનરાસ'મા સરસ્વતીની

સહાયતા માટે કવિ પોતાની અતિશય દીનતા દર્શાવે છે.

"ઉપેશિ જન રંજવઈ, મહિમા સરસતિ દેવ,
તેણુઈ કારણ્ય તુઝિ નમુ, સાર્દો સારૂ ભેવ,
સમરુ સરસતિ ભગવતિ, સમર્યો કરજે સાર,
હું મુરખ્ય મતી કેળવુ તે તાહરો આધાર.
પીંગલ ભેદ ન ઊલખુ, વિગતિ નહી વ્યાકર્ણ,
મુરખ્યમંડણ્ માનવી, હું સેવું તુઝ ચર્ણ.
કવીત છંદ ગુણ ગીતનો, જે નવી જાણુઈ ભેદ,
તુ તુકી મુખ્ય તેહનિ, વચન વદઈ તે વેદ.
મુરખ્ય મોટો ટાલીઉ, કવી કીધો કાલિદાસ,
છ વીખ્યાતા[29] તે હવો, જો મુખ્ય કીધો વાસ.
કીર્તિ કરૂં તુઝ કેટલી, મુખ્ય રસના એક,
કોડય જિહ્વઈ ગુણ સ્તવુ, પાર ન પામું રેખ,
તોહઈ તુજ ગુણ વર્ણવુ, મુઝ મતી સારૂ માંય,
નય મુખ વેણી શીર ભગઈ, કવી તહારા ગુણ ગાય.'

વળી હીરવિજયસૂરિરાસમા લબાણથી સરસ્વતીની સ્તુતિ: કરી ઉંબરે કવિ કહે છે

'મુજ મુખ આવી તું રમે, ગુણ સઘળાની ખાણિ,
તું મુખ આવી જેહને, તે પંડિત તે જાણ.'

અને અંતે જણાવે કે,

'એહવી સુન્દર શારદા, સમર્યે સીધા કામ'

ઉપરાંત અન્ય કૃતિઓમા સરસ્વતીને પ્રાર્થે છે કે –

'વાગેશ્વરી વેગે નમુ, સકલ કવિની જેહ માય,
તુ મુખ મારે આવજે, સયક[30]કામ જિમ સિદ્ધ થાય'

('અજાકુમારરાસ')

ચંદકમન ચંદન જશી, મહી[31] મોતી ધૃત ખીર,
વાણી ગો વાગેશ્વરી, ઉજ્જલ ગંગાનીર.
હંસગામિની બ્રહ્મસુતા, બ્રહ્મવાદિની નામ,
બ્રહ્માણી બ્રહ્મચારિણી, ત્રિપુરા કરજે કામ,
દેવકુમારી શારદા, વદને પૂરે વાસ,

નિજ સુખ કારણુ જોડસ્યુ, અભયકુમારનો રાસ'
('અભયકુમારરાસ'')

'બ્રહ્મસુતાની પૂજા કરૂ, સારદ નામ ક્રેમાદી ધરૂ'
ગુણ ગાઉ માતા તુમ તણા, બોલ આપે મૂઝ સોહામણા. (૧)
જ્ઞાન ગોષ્ટિ તૂ ગુણની ખાણ, તૂં તુઠી સુખ આપે વાણ્ય,
તુઝ વિણુ અક્ષર એક નવિ લહુ, તૂઝ વિણુ સુરિખ નામ જ કહુ (૨)
સુરવર કિન્નર સમલ નિધાન, તુઝ વિના કોય ન પામે માન,
તૂ તુઠિ રજિ નરનાથ, તાહરી કિર્તિ જગ વિખ્યાત (૩)
તેણિ કારણિ મેં સમરી તૂઝ, સારવચન તું આપે મૂઝ,
સ્થુલિભદ્રનો ગાસ્યુ રાસ, તેણિ માતા મુખ પૂરે વાસ (૪)
('સ્થૂનિભદ્રરાસ')

'સરસતી ભગવતી ભારતી ભાષા, તુઝ નામિ સુખ શાતા રે,
તું પંડિત કવિજનની માતા, તહારા ગુણ વિખ્યાતા રે.
પટ દરિસનમા તુઝને માને, તુઝ વિણ કર્સાહિ ન ચાલે રે,
અક્ષર એક કવે તુ કવિતા, જો તુ વાણી આલે રે,
તુઝ વિણ પંથ કુપંથ ન લહીઈ, ન લહે સાર અસાર રે'
('ક્ષેત્રસમાસરાસ')

સારસ કોમન બુદ્ધિ ભલી, આલે વચન પવિત્ર,
સરસતિ ભગવતી ભારતી, કરજે મુખ પવિત્ર,
બ્રહ્માણિ બ્રહ્મવાદિની, હું છુ તાહરો દાસ,
તુઝ આધારઈ કવી કવઈ, રોહિણીઆનો રાસ.'
('રોહણિઆરાસ')

સરસ વચન દો શારદા, તુ કવીઅણની માય,
તુ આવી મુઝ મુખ્ય રમેય, મમ ચિત્તુ થાય'
('જીવવિચારરાસ)

'કરજે માતા વાછ્યુ કામ, પ્રથમ જપુ હું તાહરૂ નામ,
તું મુજ માતા રાખે મામ, બોનુ ભરતતણા ગુણગ્રામ
(' ભરતબાહુબલિરાસ')

આદિ અનાદિઈ સરસતી, સદા જગિ તુઝ માન,
સહુકો સેવિ સારદા, બાલ કરિ તુઝ ધ્યાન

પટ્ટદરસણમાં તું સહી, તાહરો સઘલિ વાસ,
કરો કૃપા તો ગાઈએ, નર શ્રેણિકનું રાસ.'

('શ્રેણિકરાસ').

તું રમજે મુખ માહરે, ચિંત્યું કાજ કરેહ.'

('હિતશિક્ષારાસ').

'પૂજાવિધિરાસ' માં સરસ્વતીનો પ્રભાવ નીચે પ્રમાણે જણાવ્યો છે
'સરસ વચન દિઉ સરસ્વતી, સમરયાં કરજે સાર,
તુ તુઠિ બુધિ આપજે, વાણિનો વિસ્તાર.
પદ પૂર્ણ અખ્યર સભા, શબ્દ સાર ગુણ પરમ,
આપે સુગણિ સાર દાન, લહુ પુરો ભરમ,
ભેદભાવ ભલ ઉપજઈ, તુસઈ જો તુ પરાય,
બ્રહ્મસુતા કમલિ વસઈ, તો મનિ ચંત્યુ થાય.
વાધેશ્વરિ વાણિ વિના, વચન હોઈ કિમ તંત,
સૌમ્ય દ્રષ્ટિ હોઈ સારદા, વચન વાણિ દીપંત.'
'વેણા વંશ વજાવતી, ધરતી પુસ્તગ હાથિ,
બ્રહ્મસુતા હંસિ ચઢી, બહૂ દેવી તુમ સાથિ.'

('ઉપદેશમાલારાસ')

વળી 'કુમારપાળરાસ' ની પ્રારંભની ચોપાઈમાં કવિએ સરસ્વતીની અતિ લંબાણપૂર્વક પ્રાર્થના — પ્રશંસા કરી છે. આ સર્વ ઉપરથી ઋષભદાસની સરસ્વતી પ્રત્યે કેવી અટલ ભક્તિ અને પ્રીતિ હતી તે સ્પષ્ટ જણાઈ આવે છે.

### નમ્રતા, પૂર્વકવિઓનુ સ્મરણ અને કાવ્યહેતુ.

કવિ નયસુંદર અને કવિ સમસુંદરની માફક કવિ ઋષભદાસ પણ પોતાની નમ્રતા — લઘુતા બતાવવાનુ ચુક્યા નથી. આર્ય મહાકવિઓની સ્તુત્ય પ્રણાલિકા તેમણે પણ યથાયોગ્ય રીતે જાળવી છે. ઋષભદાસ ઘણે સ્થળે પોતાને કવિ શબ્દથી ઓળખાવે છે. દા. ત. 'સાંગણ સુત કવિ ઋષભદાસ,' 'સાંગણ કવિ ઋષભદાસો, કરત શ્રેણિક નરરાયનો રાસો,' 'પુણ્ય વિભાગ હુઈ તવ માહરઈ, અસ્યો ઋષભ કવિ આપ વિચારઈ,' (હીરવિજયસૂરિ રાસ), 'કવિ રિષભ ગાયો સુમિત્ર ધ્યાયો,' 'રિષભ કવિ ગુણ તાહરાં ગાય, હયડે હરખ ઘણેરો થાય,' 'ઋષભ કવિ ગુણ ગાય.' (અભયકુમાર રાસ)

વગેરે. છતાં પણ પૂર્વે થઈ ગયેલા મહાન કવિઓ અને પોતાનામાં આસ્માન જમીનનો ફેર છે એમ તે સ્પષ્ટપણે જણાવે છે. જેમ નયસુંદર માણિક્યદેવને 'વરશાલિ' (ઉત્તમ ડાંગર સાથે) અને પોતાને 'કંગુ' (હલકી જાતની ડાંગર) સાથે સરખાવી પોતાની લઘુતા દર્શાવે છે તે પ્રમાણે ઋષભદાસ મહા કવિઓને 'ઘૃતસાકર ખીર (ઘી સાકરની ખીર) અને પોતાને 'બંટીની રાબડી', મહા કવિઓને 'સાગર' અને પોતાને 'બિંદુ' સાથે સરખાવી પોતાની લઘુતા પ્રદર્શિત કરે છે.

આગઈના કવી આગલિં, હું નર સહી અગ્યનાન,
સાયર આગલિ બ્યંદૂઉં, સ્યું કરસઇ અભીમાન.
માતપિતા જિમ આગલિં, બોલઈ બાલિક કોય
તેહમાં સાચું સ્યું હસઈ,[૩૨] પણિ સાચવું સોય
ભણતાં ગુણતાં વાંચતાં, કવી જોયુ વલી દોપ
નીરમલ મતિ ચરચજ્યો, દોપ મ દેજ્યુ ફોક.

('વ્રતવિચારરાસ').

સકલ કવિનિં લાગી પાય, મિં ગાયો મુનીવર રિપીરાય,
ગાતાં ગુણતાં કવતાં કાંઈ, દુષણ જે દીસિ મતિ માહઇ,
તે પંડિત ટાલેજ્યો તુમો, એણિં વાત સુખ લહસ્યું અમો,
આગિં મોટા જે કવિરાય, તાસ ચરણરજ કવિ રિપભાય,
મુરખ મુગટ શિરોમણિ સહી, ગુરૂ સેવાઈ એ બુદ્ધિ લહી.'

('સુમિત્રરાજર્ષિરાસ' તથા 'અજાકુમારરાસ').

'શ્રી ગુરૂ કવિના ચરણપસાઇ, રચિઉ ખિત્તપ્રકાશજી.'
'હુ તો મૂરિખ કાંઈ ન જાણું, પણ લહૂં અખ્યર બે ચ્યારજી,
મોટી વાત જે ચડી શરાડે, તે તો ગુરૂ આધારજી.'

('ક્ષેત્રસમાસરાસ')

'રાસ રચ્યો મિં રંગિ રીઝી, સકલ કવિ સિરિ નામી રે.'

('સ્થુલિભદ્રરાસ').

'આગિ જે કવી હૂઆ વડેરા, હું તસ પગલે દાસજી.'

('સમકિતસારરાસ')

'આગઈ જે કવિતા હું પણિ કવિતા નામ,
ઈહાં અંતર જોજો જિસ્યો નેસડો ગામ.
વલિ સરીખો જો જે પીત હાટિકનો રંગ,

પણિ અંતર બહુ છઈ, જિમ સેઢી નઇ ગંગ.
વલિ એણઈ દષ્ટયંતઇં હું મુરિખ તુમ આગઈં,
કાંઈક બુદ્ધિ પામ્મો ચરણ તુમારઈં લાગિં.'

('નવતત્ત્વરાસ').

વળી જુઓ 'નવતત્ત્વરાસ' ના આ લઘુતાભાવને આગળ વધારતી કવિની નીચેની નમ્રતાભરી ભાવવાહી કાવ્ય-પંક્તિઓ

'આનંદ ભયો કવી નામથી એ, તુમ કવી મોટા હોય,
કવિપદ પૂજિએ એ.
હું મુરખ તુમ આગળે એ, તુમ બુદ્ધિસાગર જોય-કવિપદ. (૧)
કયાં હસ્તિ કયાં વાછડો એ, કયાં ખાસર[૩૩]ને ચીર[૩૪]
કયાં બંટીની રાબડી, કયાં ધૃત સાકર ખીર-કવિપદ. (૨)
ન મળે સીપ[૩૫] ને ચંદ્રમા એ, ન મળે ખજુઓ[૩૬] સૂર[૩૭]
કયાં કલ્પદ્રુમ ખીજડો[૩૮] એ, વાહુ[૩૯] ગંગાપુર-કવિપદ. (૩)
નામે સરીખા બેહુ જણા એ, બેહુના કવિઓ નામ,
નામે અર્થ ન નીપજે એ, જગમાં ગ્રામા રામ-કવિપદ. (૪)
ગજકંઠે ઘંટા ભલી એ, વૃષભ ગળે ઘંટાય,
તિણ કારણે વૃષભો વળી એ, ગજની તોલ ન થાય-કવિપદ. (૫)
ચંદન ભાજી વૃક્ષ સહી એ, અંતર બહુ તેમાંહિ,
ગરૂડ ચીડી[૪૦] બેઉ પંખીઆ એ, પ્રાક્રમ સરખું કયાંહિ-કવિપદ(૬)
મહાનગર ને ગામડું એ, બેહુને કહિયે ગામ,
હેમ પીતળ પીળા સહી એ,[૪૧] જુજુઆ વે ગુણગ્રામ-કવિપદ. (૭)
તીર્થંકર નર અવર ને એ, માનવ સહી કહેવાય,
તત્વજ્ઞાન વિચારીએ એ, તવ બહુ અંતર થાય-કવિપદ. (૮)
લંકા ગઢ અન્ય નગરના એ, બેહુને કહિયે કોટ,
એહમાં અંતર અતિ ઘણો એ, જિમ ઘઉં બાજરી લોટ-કવિપદ.(૯)
('ભરતબાહુબલિરાસ' પૃ. ૯૭-૯૮) તથા 'હીરવિજયસૂરિરાસ'
પૃ. ૩૧૧-૧૨)

કવિએ અત્રે વાપરેલી ઉપમાઓ અને રૂપકો કવિની પ્રતિભાના ઉત્તમ દષ્ટાંતો પણ છે.

આમ ઋષભદાસને કવિના ઉચ્ચ પદનો પૂરેપૂરો ખ્યાલ હતો અને તેથી જ સિદ્ધસેન દિવાકર, હેમચંદ્રાચાર્ય, હર્ષ, માઘ, મહાકવિ કાલિદાસ

વગેરે છતા પણ પૂર્વે થઈ ગયેના મહાન કવિઓ અને પોતાનામા આસ્માન જમીનનો ફેર છે એમ તે સ્પષ્ટપણે જણાવે છે જેમ નયસુંદર માણિક્યદેવને 'વરશાલિ' (ઉત્તમ ડાંગર સાથે) અને પોતાને 'કંગુ' (હલકી જાતની ડાંગર) સાથે સરખાવી પોતાની લઘુતા દર્શાવે છે તે પ્રમાણે ઋષભદાસ મહા કવિઓને 'ઘૃતસાકર ખીર (ઘી સાકરની ખીર) અને પોતાને 'બંગીની રાબડી', મહા કવિઓને 'સાગર' અને પોતાને 'બિંદુ' સાથે સરખાવી પોતાની લઘુતા પ્રદર્શિત કરે છે.

આગઈના કવી આગર્વિ, હુ નર સહી અગ્યનાન,
સાયર આગલિ બ્યદૂઉ, સ્યુ કરસઇ અભીમાન.
માતપિતા જિમ આગલિં, બોલઈ બાલિક કોય
તેહમા સાચુ સ્યુ હસઈ,[૩૨] પણિ સાંપવુ સોય
ભણુતા ગુણુતા વાચતા, કવી જોયુ વલી દોષ
નીરમલ ચ્યતિ ચરચજ્યો, દોષ મ દેજ્યુ ફોક
('વ્રતવિચારરાસ')

સકલ કવિનિં લાગી પાય, મિં ગાયો મુનીવર રિષીરાય,
ગાર્તા ગુણુતા કવતા કાંઈ, દુષણુ જે દીસિ મતિ માહઇ,
તે પંડિત ટાલેજ્યો તુમ્હો એણિ વાત સુખ લહસ્યુ અમો,
આગિ મોટા જે કવિરાય, તાસ ચરણુરજ કવિ રિષભાય,
સુરખ મુગટ શિરોમણિ સહી, ગુરૂ સેવાઈ એ બુદ્ધિ લહી.'
('સુમિત્રરાજર્ષિરાસ' તથા 'અજાકુમારરાસ')

'શ્રી ગુરૂ કવિના ચરણુપસાઇ, રચિઉ ખિત્તપ્રકાશજી.'
'હુ તો મૂરિખ કાંઈ ન જાણુ, પણુ લહૂ અખ્યર બે ચ્યારજી,
મોટી વાત જે ચડી શરાડે, તે તો ગુરૂ આધારજી'
('ક્ષેત્રસમાસરાસ')

'રાસ રચ્યો મિં રંગિ રીઝી, સકલ કવિ સિરિ નામી રે'
('સ્થૂલિભદ્રરાસ')

'આગિ જે કવી હૂઆ વડેરા, હુ તસ પગસે દાસજી'
('સમકિતસારરાસ')

'આગઈ જે કવિતા હુ પણિ કવિતા નામ,
ઇહા અંતર જોઓ જિસ્યો નેસડો ગામ
વલિ સરીખો જો જે પીત હારિકનો રંગ,

| | | | |
|---|---|---|---|
| ૬ | અજાકુમારરાસ | ,, | ૫૬૯ (વિકલ્પે ૫૫૯) |
| ૭ | નવતત્વરાસ | ૧૬૨૦ | ૮૧૧ |
| ૮ | જીવવિચારરાસ | ,, | ૫૦૨ |
| ૯ | ભરતબાહુબલીરાસ | ૧૬૨૨ | ૧૧૬ |
| ૧૦ | સમકીતસારરાસ | ,, | ૮૭૯ |
| ૧૧ | ક્ષેત્રસમાસરાસ | ,, | ૫૮૪ |
| ૧૨ | ઉપદેશમાલારાસ | ૧૬૨૪ | ૭૧૨ |
| ૧૩ | હિતશિક્ષારાસ | ૧૬૨૬ | ૧૯૭૪ |
| ૧૪ | પૂજાવિધિરાસ | ,, | ૫૭૧ (વિકલ્પે ૫૬૬) |
| ૧૫ | જીવ તસ્વામીરાસ | ,, | ૨૨૩ |
| ૧૬ | શ્રેણિકરાસ | ,, | ૧૮૨૯ |
| ૧૭ | કયવન્નારાસ | ૧૬૨૭ | ૨૨૩ |
| ૧૮ | હીરવિજયસૂરિના બાર બોલનો રાસ | ૧૬૨૮ | ૨૯૪ |
| ૧૯ | મલ્લિનાથરાસ | ૧૬૨૯ | ૩૯૫ (વિકલ્પે ૨૯૫) |
| ૨૦ | હીરવિજયસૂરિરાસ | ,, | લગભગ ૬૫૦૦ (પાના ક્રાઉન ૧૬ પેજી– ૩૨૪) |
| ૨૧ | વીશસ્થાનકતપરાસ | ,, | – |
| ૨૨ | અભયકુમારરાસ | ૧૬૩૧ | – |
| ૨૩ | શેઠણિઆરાસ | ૧૬૩૨ | ૩૪૫ (વિકલ્પે ૨૫૦૦) |

* આ ચિન્હ પ્રગટ થયેલી કૃતિઓ દર્શાવે છે.

## રચનાસાલ પ્રાપ્ત નથી તેવી કૃતિઓ

| | | |
|---|---|---|
| ૨૪ | સમઈસરૂપ (સમયસ્વરૂપ) રાસ | ૭૯૧ |
| ૨૫ | દેવગુરૂસ્વરૂપરાસ | ૭૮૫ |
| ૨૬ | કુમારપાલનો નાનો રાસ | ૧૬૨૪ |
| ૨૭ | શ્રાદ્ધવિધિરાસ | ૧૬૧૪ |
| ૨૮ | આર્દ્રકુમારરાસ | ૧૯૭ |

નં. ૮ ની પ્રત ડહેલાનો ઉપાશ્રય, અમદાવાદમાં છે.

નં. ૧૦ ની પ્રત ડેક્કન કોલેજની લાયબ્રેરીમાં છે.

નં. ૧૧ ની પ્રત ગોડીજી ઉપાશ્રય ભંડાર–મુંબઈમાં છે.

નં. ૧૨ ની પ્રત અમરભંડાર, ખંભાતમાં છે.

નં. ૧૪ ની પ્રત વિજયધર્મસૂરિ ભંડાર–આગ્રામાં છે.

નં. ૧૫ ની પ્રત ડાયરા અપાંસરા ભંડાર–પાલણપુરમાં છે (પ્રથમ પ્રત નથી.)

નં. ૧૬ ની પ્રત પ્રવર્તક કાન્તિવિજયજી ભંડાર–વડોદરામાં છે.

નં. ૧૭ ની પ્રત દેવચંદ લાલચંદ લાયબ્રેરીમાં છે.

નં. ૧૮ ની મણિલાલ બકોરભાઈ વ્યાસની મો. દ. દેસાઈને મળેલી પ્રત છે.

નં. ૧૯ ની પ્રત વિજયધર્મસૂરિ ભંડાર – આગ્રામાં છે.

નં. ૨૨ ની પ્રત ડેક્કન કૉલેજ લાયબ્રેરીમાં છે. બીજી પ્રત ડહેલાનો ઉપાશ્રય, રત્નવિજયજી ભંડાર – અમદાવાદમાં છે. એક પ્રત ખેડા ભંડારમાં છે.

નં. ૨૧ ની પ્રત હજુ મળી નથી.

નં. ૨૩ ની કવિની સ્વલિખિત પ્રત વિજયધર્મસૂરિ ભંડાર, આગ્રામાં છે.

નં. ૩૦ ની પ્રત દેવચંદ લાલચંદ લાયબ્રેરી, સુરતમાં છે. (છેલ્લું પત્ર નથી.)

આ સર્વની આદિ – અંતની પ્રશસ્તિઓ શ્રી મો. દ. દેસાઈએ જૈન ગુર્જર કવિઓ ભાગ પહેલા અને ત્રીજામાં આપી છે જે જૈન ગુજરાતી સાહિત્યના અભ્યાસી માટે ઘણી ઉપયોગી છે.

નં. ૨૪ થી ૨૯, ૩૧ અને ૩૨ ની હસ્તપ્રતો હજુ જોવામાં આવી નથી.

આ ઉપરાંત કવિના બીજા ચારેક રાસ આદિની પ્રતો પણ ભવિષ્યમાં મળી આવે તો કવિની કૃતિઓનો અભ્યાસ સંપૂર્ણ બને.

## કૃતિઓનો પરિચય

**૧. ઋષભદેવરાસ**

આ કૃતિ હજુ અપ્રગટ છે. પરંતુ તેની આદિ – અંતની પ્રશસ્તિ ઉપરથી કવિની ભાષાશૈલી આદિનો આછો ખ્યાલ આવે છે.

કવિએ વાપરેલી ઢાળોની મીઠાશ વાચકને તરત જ આકર્ષે છે કવિએ વાપરેલી ભાષા સરલ, રસાળ અને ભાવવાહી છે તેની અંત – પ્રશસ્તિમા કવિએ આપેલા તે સમયના પોતાના વતન ખંભાતના વર્ણન ઉપરથી કવિની નગરવર્ણન શક્તિ જોવા મળે છે કવિ પોતે જણાવે છે કે તેમણે આ રાસ હેમચંદ્રાચાર્યના 'ઋષભચરિત' ઉપરથી રચ્યો છે તેમાં જૈનોના પ્રથમ તીર્થંકર આદિનાથ – ઋષભદેવનુ ચરિત્ર છે આ રાસમા કવિએ ૧૧૮ ઢાળો નવી નવી દેશીઓમા બનાવી છે, જે સાભળી વાચકનુ મન હર્ષમા આવી જાય તેમ છે એમ કવિ પોતે જણાવે છે તેમા કવિએ એકસો અડસઠ દુહા (દુહડા) પણ વાપર્યા છે આ રાસની કુલ કડી ૧૭૭૧ છે આ રાસમા વિવિધ રાગો જોવા મળશે એમ પણ કવિ જણાવે છે સિદ્ધ ઢાળકાર અને ગીતકારશિરોમણિ સમયસુંદરની માફક નયભદ્ર પણ આરંભથી ઢાળો, છંદ અને રાગોનો ઉપયોગ કરતા દેખાય છે

૨ વ્રતવિચારરરાસ

આ કૃતિ પણ હજુ અપ્રગટ છે આ રાસની અંત–પ્રશસ્તિમા કવિએ સજ્જન અને દુર્જન મનુષ્ય વચ્ચેનો ભેદ નીચે પ્રમાણે સમજાવ્યો છે

'એક હંસ બીજો જલજલુ, જિમ મશરૂ જોડિ કાબલો'

સજ્જન પુરુષો હંસ જેવા હોય છે દુર્જનો જનની જળો જેવા હોય છે સજ્જનને મશરૂ જોડે અને દુર્જનને કાબના – ધાબલા સાથે સરખાવી શકાય કવિના રૂપક અને ઉત્પેક્ષા ધ્યાન ખેચે તેવા છે પછી કવિ સજ્જન' અને 'દુર્જન વચ્ચેનો ભેદ વધુ સુદર રીતે સમજાવતા કહે છે

'હંસ સરીખ જે નર હોય તેહના પગ પૂજે સહુ કોય
ધ્યન જનુનીઈ તે જગી જણ્યુ કવીજન લોકે લેયઈ ગણ્યુ
હંસ દૂધ જલ માહીથી પીઇ, નીરખ્ય દૂઓ મુખ્ય નવી દીઈ,
તિમ સુપરષ ગુણ કાઢી વહઈ, પર અવગુણ તે મુખ્ય નવિ કહઇ
'જલ સરીખા જે નર હોય તેહનુ નામ ન લેસ્યુ કોય,
સકલ લોકમ્હા તે અવગણ્યુ ઋષભ કહઈ તે નર તે કા ગણ્યુ
જલુ તણી છઈ પરગતી એસી, ગંદુ રગત પીઈ ઉહોલસી,
સપરૂ લોહી મુખ્ય નવી દીઈ, તિમ માઠો નર ગુણ નવી લીઈ
જલુ સરીખા જગમ્હા જેહ, અતી અધમાધમ કહીઈ તેહ,

રાજા સુખી થયો તેનું આમાં વર્ણન છે. આમાં કવિએ ચોપાઈ, દૂહા કલશ આદિ છંદોનો ઉપયોગ કર્યો છે.

૫. કુમારપાલરાસ :

સદ્ભાગ્યે આ કૃતિ આ. કા. મ. મૌ. ૮માં પ્રગટ થયેલી છે. કુમારપાલના જીવનનાં અભ્યાસ માટે તે એક આકર્ષક ઐતિહાસિક કૃતિ છે. સોમસુદરસૂરિશિષ્ય જિનમ ડણગણિ ઉપાધ્યાયના સં. ૧૪૯૨મા રચાયેલા કુમારપાળપ્રબ ધ[૪૬] (સંસ્કૃત) ના આધારે કવિએ આ કૃતિ રચી છે એમ કવિ પોતે જણાવે છે.

'તે પ્રબ ધમાહિ છે જગ્યું, રૂપભ કહે મે અણ્યુ તરયુ'
(ખંડ ૨ જો, પૃ. ૧૯૮).

વળી શાસ્ત્ર પરંપરાથી પ્રાપ્ત થતી કેટલીક વિગતો અને નીતિશાસ્ત્રના વચનો પણ કવિએ તેમાં ઉતાર્યા છે. હેતુ, યુક્તિ અને દૃષ્ટાંતો પણ કવિએ શાસ્ત્ર અનુસાર તેમા મૂકયા છે. વળી –

'કવિતા કાવ્ય શ્લોક ને દૂહા, કવ્યા કવિ જિઈ આગઈ હુઆ,
સરસ સુકોમળ આણ્યા જેહ, રાસમાહિ લેઈ આણ્યા તેહ.'

આમ પૂર્વ કવિઓએ વાપરેલા કવિત, કાવ્ય, શ્લોક અને દૂહાનુ અનુકરણ પણ કવિએ તેમા કર્યું છે એમ જણાવી પૂર્વકવિઓનુ ઋણ પણ કવિ સ્પષ્ટ પણે સ્વીકારે છે આ રાસનો 'કથાભાગ કે વસ્તુ ગૌણ છે, અમારિ (અહી સા-જીવદયા), શીલ, દાન, તપ, ભાવ, આદિ જે સદાચારના સિદ્ધાંતો ઉપર જૈન ધર્મ ખાસ ભાર મૂકે છે, તેનો બોધ કરવો અને જિનમતનો મહિમા ગાવો એજ આ રાસનો પ્રધાન વિષય છે. '(બ ક ઠાકોર[૪૭])

આ રાસના ખ ડ ૧લા મા કવિએ ખ ભાતમા પોતાના સમયમા પ્રચલિત સિક્કાઓની યાદી આપી છે જે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે આ રાસમાથી, કવિની કાવ્યશક્તિનો પરિચય કરાવે એવા કેટલાક નમૂના જોઈએ

આબાના ફળના રસનો સ્વાદ અને આબાના વૃક્ષનુ વર્ણન પ્રથમ જોઈએ.

'કુમારપાલ નૃપ ચાલ્યો જસઈ, અતિ અ બાવન દીઠુ તસઈ,
લેઈ લુ બ બઈઠો તેણઈ ઠાય, કુમારપાલ તિહા અ બા ખાય.

અઢાર ભાર વનસ્પતિ માહિ, અસ્યો સવાદ ન દીસઈ કિહા,
પચવરણુ રસ અમૃત જસ્યો, જમતા રોગ ન થાઈ કિસ્યો
ધોલી અબા ડાબરીઓ ભરીઓ, અમૃત ધૃત માહિ ભેલ્યો કર્યો,
મેલ્યા દહીંયરા અર્થ સવઈ સર્યો રસ જમતા સહી કોડો ઠર્યો
કરઈ સરડ ચાટઈ આગુલી, દેખી દાઢ દેવોની ગલી,
અબ તણો રસ ઈચ્છઈ સોઈ, જમતા ગીપ ન આપઈ કોઈ
પુણ્યઈ લહી આબા કાતની, પુણ્યઈ પોલી તે પાતલી
પુણ્યઈ ધાર તે[48] ધૃતની મિની, ભવનો રોગ ગયો નીકલી
અબતણા ગુણ કેતા કહું, ફરસ કરતાં બહુ સુખ લહું
સકલ વસ્તમા આબો સાર, દેખીતો સુદર આકાર
પ્રેમન જેહને પુહુવિ ન માય, તેણઈ ગધિઈ સુખ સાતા થાય,
પુફ તણો કોમન અનિ ધરઈ, ખાતી બઈઠી ટહુકા કરઈ
પત્ર સકોમન સહી કહઈવાય ધરિ ધરિ તોરણિ તે બધાય,
છાયા શીતન સોય નિહારિ ફનઈ અબ તે ઉષ્ણકાલિ
પવન લૂ અનઈ તડકો તાપ, તેણઈ દિવસ સુખ કાઢઈ આપ,
નદી નિવાણ સૂકઈ જેણિવાર, અમૃતરસ[49] તવ અબો પાય
જીણ દિન થાકઈ મહીની ગાય તેણઈ દિન રસ એ અબો પાય,
દૂસમ કાલિ મોટો દાતાર, વૃક્ષ માહિ આબો[50] સહઈકાર
અબ તણા ગુણ દીસઈ જસા, નર ઉત્તમ અગિ આણે તિસ્યા
તેહની કીરતિ જગિ વિસ્તરઈ, સોય પુરૂપ સવનામા સરઈ
(ખડ ૧ પૃ ૧૩૨-૩૩, કડી ૮૧-૯૧)

સરલ ભાષામા કરેલુ આમાનુ આ હૂબહૂ વર્ણન આજે પણ સુદર લાગે છે કવિએ નિર્દેશેલી આબાની ઉત્તમ નર સાથે સરખામણી પણ ખાસ ધ્યાનમા લેવા જેવી છે

હવે એક યોગીની ફરિયાદ જોઈએ એક પુરૂષની સ્ત્રીને ગામનો ધણી ઉપાડી ગયો છે અને તેના દુખે યોગી થયેલો તે પુરૂપ કુમારપાલ રાજા પાસે ફરિયાદ કરે છે

'નિત ઝૂરુ દુખીઓ ફરૂ, જોઉ તે ગામો ગામિ,
સીતાતણુઈ વિજોગડે કિમ રોયો જગિ રામ
રામ રડત વનિ રડ્યુ, રડયા તેહ મૃગબાય
રોયા તે વનમા પખિયા રોતા રયણિ વિયાય

રામ રડઈ લખમણુ બુઝવે, ગેહલા રામ મ રોય,
ગઈ રીતા અમે લાવસુ, સે લેટો સુખ થોય
રાઘવ રુદન તમે મમ કરો, વનિ ગેહેલા થાસ્યો રામ,
એ જેહવી લખિ આણુસ્યુ, તેહનુ રીતા ધરસ્યુ નામ
જલ જન કમન ન નીપજે, વનિ વનિ અગર ન હોય,
ધરિ ધલિ સીત ન સપજે, વીર વિચારી જોય
આભા મ ડણુ વીજલી, પર્વત મ ડણુ મોર,
ધર મ ડણુ સુભારજા, સુખ મ ડણુ તબોલ
જસ ધરિ ગોડી દાસ્વી, આખડીઆવી નારી,
તે ઘરિ સદા અજુઆલડુ, સુગ્ખિ તેલજ નિવારિ
એક નર સુખીઓ તે દુખી, જેહનઈ નહિ ધરિ નારિ,
કરિ દીવો કલસજ્જ કરી, કુણુ ઉભી રહઈ બારી
તેણે કારણિ હુ નિત રડુ અન પાન કીયા તાજી,
આગઈ કિમ ઢોલો રડચો, નારી માક કાજી
ઉભીયા વાલી ઇશને, રીતા વાલી ગમ,
ઢોલા વલ્લહી મારુણી, રાધા વાલી શ્યામ
તિમ સુજ વાહલી પદમની, ચઢી પીહારઈ હાથિ,
દિવસ દૂખઈ કરી નીગમુ, પણિ નવિ જાય રાતિ
કનક તણી કચોલડી, ભાગી પત્થર લગ્ગ,
સગુણ નિરગુણ સુ પરઈ, અમી વટાનુ કગ્ગ
એણે દુખીઈ યોગી થયો, ઇસ્યુ તેણે આધાર,
કુમરનરિંદ આગલિ થસઈ,[51] તે ગઈ વાનઇ નારી

(પૃ ૧૩૫-૩૬ કડી ૧૬ થી ૨૮)

અહી યા કવિએ વાપરેલી ઉપમાઓ, દષ્ટાતો અને રૂપકો વગેરે કવિની કવિત્વ શકિતનો સુદર પરિચય કરાવે છે

હવે જોઈએ સાચા વાણિયાનુ વર્ણન કવિએ આઠ પીગીમા કરેલુ 'સાચા વાણિયા'નુ વર્ણન પણ આકર્ષક છે

'વણીગ કન્ક ચડયા ફેરવઈ, વણિગ ધનનો મદ છીરવઈ,
વણિગ બધ થકી છોડવે, વણિગ દરિદ્રપણુ નિગમઈ
વણિગ કરે સકનની સાર, વણિગ કર ઉડાવણુ હાર,
વણિગ દયાવત જાણીઆ, દુર્ભિક્ષ ઉતારઈ વાણીઆ
અજા મહિસ ગવરી સાઠીઆ, મારતા છોડે વાણીઆ,

ટાલે અકર અને અન્યાય, મોય કરે જે ન કરે રાય
તેણિ સહી વણિગનુ કુલ સાર, જેણે કુલે હુઆ દાતાર
(ખંડ ૨ જો, પૃ ૧૮૨)

હવે જોઈએ એટલો જ આકર્ષક લોકપ્રિય રાહના પદમાં ગાયેલો કાવ્યખંડ, 'ભક્તિરૂપી ધન' (રાગ વસંત, 'નાહલો નિરગુણ રે' ખંડ ૧ લો, પૃ ૧૦૯) જેમાંની થોડી પંક્તિઓ નીચે આપી છે –

'જિન તુઝ નામ નિધાન રે, એ ધન કોઈ ન ખાય,
દેહડી જલતા સાથિ આવઈ, વિણસી કિમઈ ન જાય–જિ૦
ચોર ન ચોરઈ અગનિ ન જાનઈ, ધુરત કોઈ ન ધુતારઈ,
વાટિઈ વહઈતા વિદ્વાન ન થાઈ, ધૃતઈ કહી ન હારઈ –જિ.
એ ધન ખાતા કહીઈ ન ખુટઈ, વણજ કરિ નવિ જાઇ,
કુવસન પડતમા એ નવિ વિણસઇ, રૂમી ન થીઈ રાઈ –૫૨ જિ૦

બીજો એક કાવ્ય ખંડ કાયાનુ નરવરપણુ' (રાગ રામગિરિ–'ગમ ભણુઈ હરિ' ઉઠઈ એ દેશી– પૃ ૧૪૭–૪૮, કડી ૨૯થી ૩૯) જેમા સિદ્ધરાજ જયસિંહની ચિતા બળે છે ત્યારે કવિ કરુણરસ વહેવડાવે છે, તે નોંધપાત્ર છે જોકે 'કાયાનુ નરવરપણુ' એ માત્ર નરસિંહ મહેતાથીએ કયાય જૂનો લોકરચિત પરંપરાપ્રાપ્ત સ્મશાનવિલાપ છે ઋષભદાસનો એ ખાસ સ્વતંત્ર હિસ્સો ભાગ્યે જ હશે એ તો માત્ર પરંપરાગત લોકવિલાપનો પડઘો પણ હોય છતા એ સનાતન પ્રાચીન સત્યને તેમણે અત્રે સુંદર રીતે સરળ ભાષામા સામાન્ય જનહિતાર્થે ઉતાર્યુ છે નીચેની પંક્તિઓ જુઓ –

'પહેલુ સુખ તે જાતિ નર્યા બીજુ સુખ જે ઘરિ દીકરા,
ત્રીજુ સુખ જે રણવણુ[53] વરા,[54] ચઉથુ સુખ જે પોતઈ ધરાં'
(ખંડ ૨ જો પૃ ૧૩૧)

એ ઋષભદાસની પોતાની હોવા કરતા કદાચ પરંપરાપ્રાપ્ત હશે

આ સિવાય કુમારપાલરાસમા ઋષભદાસે ચોપાઈ, દુહા અને છપ્પય આદિમા આપેલા સુભાષિતો પણ ખાસ નોંધપાત્ર છે (તેમાના કેટલાક શ્રી મો. દ દેસાઈએ આ કા મ મૌ ૮ પૃ ૯૧થી૯૩ ઉપર આપ્યા છે) તેમાંથી નીચેનાં ત્રણ તો ખાસ આકર્ષક હોઈ અત્રે ઉતાર્યાં છે

**૧. સાત વસ્તુની વાત ન કરવા વિષે**

ઘર ઘરણીની મ કરિસ વાત, ધન ખોયાની મ કરિસ વાત,

ઘાત કર્યાની મ કરેસ ગુજ, કહેતા દુખ ઉપજશે તુઝ.
માનભ્રષ્ટ કુણુ દામિ થયો, વાત કરતા મહિમા ગયો,
માન મહત્વ ન દીધુ કયાહિ, સુપુરૂષ જાણી રહે મનમાહિ.
દરિદ્રપણાની મ કરિસ કથા, સોય વાત તું કરજે ગતા,
જેની વાતે અનરથ બહુ થાય, મ કરિસ કવિ તુઝ લાગે પાય.

## ૨. ભાષા-કાવ્યાદિનાં રસ કયાં સુધી ટકે

સરસ્કૃત રસ તવ લગઈ ભવિ, જવલગઈ મીઠા નિસુણ્યા કાવ્ય,
કાવ્ય તણો રસ તિહારઈ ગયો, ગીતનાચરસ પ્રગટ થયો
ગીતનાચરસ તિહારઈ ભગ, જવ ન દીઠું નારીનુ અગ,
રૂપભ કહઈ રભા રસ ગયો, ભૂખ્યા ભોજન જીહારઈ મિલ્યો

## ૩. શેરડી

છોલી છુ ની છુ બરી કીધી કટકા કોડી,
તુહઈ મીઠી મેલડી, જેહની નહી જોડી

આ સિવાય આ રાસમા કેટલાક નીચેનાં ઉખાણા અને કહેવતો પણ નોધપાત્ર છે.

(૧) છિદ્ર લહી ચહિઉ તાવડઈ, 'વડુ' ધરિઉ તસ નામ, જશ તેહનો જગમા ઘણો, સમરઈ આખુ ગામ (૨) જીહા હિસા તિહા તિહા ધર્મ ન હોય (૩) લોયણુ પેહુ તણુખનુ, ખટકઈ વારોવાર (૪) મુખિ કરિયાતુ તે દીઈજી, જે પોતાનો તાત (૫) જેણુઈ દીધુ તેણુઈ દેવાય, નહિ ખણ્યુ જલ પ્રગટ થાય, મોટા ડુગર મધ્ય મઝારિ, ખણતા દીપ ન લહઈ વારિ (૬) જીહા સપદ તિહા આપદા (૭) દૂધે સીચ્યો લીમડો, તોહે ન મીઠો થાય, અહિનઈ અમૃત પાઈઈ, તો સહી વિશ નવી થાય. (૮) મીહડો તે નવિ થાય શિયાળ (૯) મુનિવર સોય મમતા નહિ, કુણ ખાસર કુણ ચીર રે (૧૦) જેહની કીરતિ જગિ રહી, પુષ્પ ગયુ ન્હો વાસ. (વાસ-સુગધ)

ખડ ૨ જો, પૃ ૧૨૧-૨૭, કડી ૧ થી ૨૪મા યશોભદ્રસૂરિએ કુમારપાલ સમક્ષ જૈન સાહિત્યના જુદા જુદા જાણીતા દૃષ્ટાંતોનો ઉલ્લેખ કરી કરેલુ 'સાત પ્રકારના મનુષ્યો'નુ વર્ણન પણ નોધપાત્ર છે

### સાત જણુસ્યના નર.

(૧) સાત જણુસ્યના નર વલી રહ્યા, તે કવિતાઈ વિવરી કહ્યા,
પર્વત પ્રાગ સરીખા જેહ, બહુલકર્મ નર કહીઈ તેહ. ૧.

(૨) પર્વત શિખર સરીખા એક, તિહાં વરસાત વરસઈજ અનેક,
પણિ અંકુર નહી લવલેસ, ઇમ ટાલિ માતે કુટઈ કેસ. ૨.
(૩) એક નર ઉખર ભૂમિં જસ્યાં, મેઘ ઘણા વર્સે નોહઈ તસ્યા,
ગુરૂ ઉપદેશ તે ઝાઝા દીઈ, મહા કષ્ટઈ એક અડગજ લીઈ. ૩.
(૪) હવઈ કહુ ચઉથઉ દષ્ટાંત, સુંણિ તું સોય કરી એકાંત,
એક પુરૂષની પરગતિ અસી, ભૂમિ ચિડોત્તર હુઇ જશી. ૧૨.
(૫) કાહાનમ ધરતી સરીખા એક, થોડે મેઘઈ અન્ન અનેક,
તિમ થોડે ઉપદેશઈ બહુ, અર્થ ભેદ નર સમઝઈ સહુ. ૧૭.
(૬) એક નર સરોવર ધરતી જસ્યો, મુનિ મિલઈ પુણ્ય કરઈ ઉલ્લસ્યો. ૧૯.
(૭) એક પુરુષ ધરતી માલવો, થોડઈ મેઘઈ સુગાલ હવો,
તિમ નરનંઈ હુઈ એક ઉપદેશ, ન કરઈ પાતિગનો લવલેશ. ૨૧.
માલવ ધરતી સરિખા જોઈ, જંબુ મેઘ મુનિશ્વર સોય,
પ્રભવસ્વામી, શ્રેણિકમહારાય, એક વચને સમઝયા તેણઈ ઠાય. ૨૨.

અંતે આ રાસ વિષે જાણીતા સાક્ષર શ્રી બ. ક. ઠાકોરનો નીચેનો અભિપ્રાય પણ જોઈએ.

"આ રાસનો આરંભથી માંડીને સિદ્ધરાજનું મૃત્યુ થતાં કુમારપાળ આવીને ગાદીએ બેસે છે ત્યાં સુધીનો ભાગ શ્લિષ્ટ છે. કુમારપાળના પ્રવાસવર્ણન અને કેક ઠેકાણે એના અનુભવોના વર્ણનથી કૃતિમાં એટલે સુધી પૂરતા વૈવિધ્ય વાળી એકતા આવે છે. એમાં પણ જૈન શ્રોતાઓને રુચે એવો બોધ જ પ્રધાન છે. પરંતુ પછાના ભાગમાં તો એ બોધ જૈનેતર વાંચનારને જરા કંટાળો આવે એવો થઈ જાય છે. વળી અસંભવિત ચમત્કારો (miracles) ઠેકાણે ઠેકાણે આવે છે તે અર્વાચીન વાંચનારે કર્તાના સમયના અભણ લોકના જ નહીં અભણ-વિદ્વાન તમામ પ્રજાના માનસચિત્ર લેખે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી ગણવાના છે. આજે આપણા સુશિક્ષિત વર્ગોમાંયે ચમત્કારો વિષે આપણું માનસ એક જ ધોરણે વર્તતું છે જ નહીં. કુષ્ણચરિત્રમાંના ચમત્કારો આપણે કરારે ગણિયે છિએ, દશમસ્કંધ કે સુદામાચરિત્ર જેવાં કાવ્યોમાં આપણને એવા ચમત્કારોના વર્ણનમાં અસંભવદોષ અને તેથી કાવ્યત્વહાનિ નથી લાગતાં, ત્યારે જૈન પ્રબંધ કે રાસમાં સોમનાથનું લિંગ ફાટે, તેમાંથી નીકળી શંકર પોતે કહે છે કે 'સાચો ધર્મ શ્રી હેમાચાર્ય જે કહે તે' અને કુમારપાલ રાજાનો સંશય આ પ્રમાણે ટળે છે, એવું વર્ણન અપણે સહી શકતા નથી. આ વિષે જો એવો પક્ષવાદ કરવામાં આવે કે જૈનેતર કાવ્યોમાં

આવાં વર્ણન અસંભવિત પણ એકવાર તો સંભવિત લાગી જાય એવી ખૂબીથી થયાં હોય છે તો એ બચાવ પણ ખુલો હોય છે કેમકે દશમસ્કંધ જેવા ઉત્તમ કાવ્યોમાં પણ એકથી વધું સ્થળે જરાયે ખૂબી હોતી નથી, અસંભવ નર્યો અને નાગા અસંભવ રૂપે જ કથાયેલાં હોય છે, એ નિર્વિવાદ છે. કલાશાસ્ત્રમાં આજ ખરું છે કે, કૂબડું પણ પરિચયથી સહ્ય બને છે, અને ગમે તેવા પટુકરણને પણ સુપરિચિત થઈ ગયેલું કૂબડું – ગંદા બાલકની જેમ ખૂંચતું નથી. અને આને આ વાત જૂદે રૂપે કહેવામાં આવે કે શ્રી કૃષ્ણ ઉપરની ભક્તિના પૂરમાં એ બધું તણાઈ જાય છે તે જણાતું પણ નથી, તો એજ બચાવનો લાભ જૈન સાહિત્યને પણ મળવો ઘટે છે.

ગઝનીના સુલતાનને ચડી આવી ઘેરો ઘાલ્યો અને કુમારપાલને લાગ્યું કે 'મુવા તો' – ત્યારે જૈન ધર્મરક્ષક લોકોત્તર શક્તિ સુલતાન ઉંઘતો હોય છે ને એનો ઢોલિયો એને ઉપાડીને આણે છે કુમારપાલના શયનભવનમાં, અને મળસ્કે જાગતાં જ સુલતાનને ઉલટું એમ થાય છે કે 'માર્યો તો' તથા તે બીચારો જેમ તેમ ધડ ઉપર ડોકું રાખીને આવા ચમત્કારિક વિષમમાંથી છૂટવા માટે નમી પડે છે, પોતાના મુલક અને પોતાની પ્રજામાં અમારી પ્રવાર્તાવવાનુ વચન આપે છે, અને કુમારપાલનો માંડલિક બનીને વિદાય થાય છે. આવાં વર્ણન અસંભવદોષના જૂદા પ્રકારના દાખલા છે. અગસ્ત્ય મહર્ષિના વચન માત્રથી પાનેતરમાં ઘૂમટો કહાડીને બેઠેલો છોકરો, મહર્ષિ 'આ કન્યાદાન હુ સ્વીકારુ છું' એમ બોલતાં જ છોકરો મટી કન્યા બની જાય છે, એવી પ્રજાની કાવ્યસૃષ્ટિમાં ઝનૂની મુસ્લિમ પણ દયાવાન જૈન બને, એમાં મ્હારા જેવા અપક્ષ તોળાટને તો જરાયે વિચિત્ર નથી લાગતુ. બ્રાહ્મણ અને જૈન એક લોહીની પ્રજા છે, એક વાતાવરણના બાલક છે, શક્તિઓ તેમ અશક્તિઓમાં, રૂચિઓ તેમ અરુચિઓમાં, સમાન છે, અને બ્રાહ્મણ સાહિત્યમાં વસિષ્ટ, વિશ્વામિત્ર, અગસ્ત્યાદિને દેવો, દેવાધિદેવ, કુદરતના નિયત ધર્મ , અને કર્મચક્ર પણ પ્રસંગ પ્રમાણે નમે, તો જૈન વિચારમિનારમાં જેઓ ઋષિમહર્ષિના સમાનશીલ છે, તેઓને કુદરતની અને તેથી પણ મહત્તર હોય એવી બધી જ શક્તિઓ જૈન સાહિત્યમાં શા માટે ન નમે!

જૈન સાહિત્યમાં દોષો નથી એમ મ્હારો દાવો નથી. બ્રાહ્મણ સાહિત્યમાં નથી એવા દોષો જૈન સાહિત્યમાં છે એવા પક્ષવાદ સામે જ મારી દલીલ છે. વળી દોષદષ્ટિની પ્રવૃત્તિનો સાચો આશય એક જ ઘટે, સાહિ-

ત્યના નવા સર્જનને એવા દોષોથી બનતા સુધી મુક્ત રાખવાનો"

(આ કા મ મૌ ૮, પ્રવેશક, પૃ ૨૪ થી ૨૬)

કુમારપાળરાસના ઉપર્યુક્ત દોષો બાદ કરતા તે આખ્યાએ રાસમા એવા ઘણા રસપ્રદ, ઐતિહાસિક અને સાહિત્યિક પ્રસગો આવે છે જે કવિના કવિત્વ અને પ્રતિભાને શોભાવે તેવા છે દાખના તરીકે કુમારપાળના જીવન વિષે અગત્યની માહિતી આ રાસમા મળે છે તેમા આવતું તે સમયના અણહિલવાડ પાટણનુ વર્ણન કવિની નગરવર્ણનશક્તિ દર્શાવે છે વનરાજ ચાવડો, સિદ્ધરાજ જયસિંહ તથા સાજન મત્રી આદિના જીવનપ્રસગો પણ કવિએ ઘણી રસભરી રીતે આલેખ્યા છે

આ ઉપરાત (ખડ ૧ લો, પૃ ૪૮,૪૯, કડી ૭૭ થી ૮૬ મા) પદ્મની, હસ્તિની, ચિત્રણી અને શખણી એ ચાર પ્રકારની સ્ત્રીઓના રસપ્રદ સાહિત્યિક પ્રસગો પણ મળી આવે છે

હેમચદ્રાચાર્યે સિદ્ધરાજને પ્રતિબોધેલુ 'શખ શ્રેષ્ઠી અને જશોમતી શેઠાણી તથા તેની શોકનુ સર્વધર્મસમભાવ ઉપરનુ દષ્ટાત બાનજીવો માટે રસપ્રદ અને બોધદાયક છે સિદ્ધહેમવ્યાકરણને કાશીના સરસ્વતી મદિરના જલકુડમા બોળી પરિક્ષા કર્યાનો અને તે નહિ ભીજાવાનો પ્રસગ કવિનો સ્વકલ્પિત જણાય છે આ રાસમા ચમત્કારનુ તત્ત્વ દાખન કરવામા કવિને તે મદદરૂપ બને છે સત્વહીન નર, રામેશ્વરથી ઘત માટે સોનુ લઈ આવતો અર્જુન પરસ્ત્રીત્યાગ અને શીનમહિમા, અપુત્રિયાનુ દુખ, હેમચદ્રાચાર્યે અબાદેવીની આરાધના કરી તેની પાસેથી સિદ્ધરાજને પુત્ર નહી થાય અને કુમારપાળ રાજા થશે તે જાણવુ અને કુમારપાળને તે પ્રમાણે કહેવુ, સોમનાથ મહાદેવે પણ તે જ પ્રમાણે કહેવુ, કર્મ કોઈને નહિ મૂકવા વિશે ઉદ્ગાર સિદ્ધરાજે કુમારપાળને મારી નાખવાનો વિચાર કરવો પણ તેમા નિષ્ફળ જવુ, પોતાનો જાન બચાવવા કુમારપાળનુ દેશોદેશ અને ગામેગામ ભટકવુ, તે તે સુખદુખના અવનવા અનુભવો, ('સરિખા દિન કોઈના ન જાય) સ્વાર્થમય જગત, પરોપકાર કાગડાના પરોપકારનુ વર્ણન (ખડ ૧લો, પૃ ૯૬), દોકડા વિનાના માનવીની દશા, સામુદ્રિક શાસ્ત્ર, લક્ષણશાસ્ત્ર અને નીતિશાસ્ત્રમા જણાવેના પુરુષના બત્રીસ લક્ષણો (ખડ ૧લો પૃ ૧૧૭થી૧૨૪ અને સારી તેમ જ બુરી સ્ત્રીઓના લક્ષણો ખડ ૧લો, પૃ ૧૨૪થી ૧૨૬)નુ સુરેખ વર્ણન, જીભ અને દાત વચ્ચેનો સવાદ (ખડ ૧લો, પૃ ૧૨૭–૧૨૮), ચિતોડગઢ કેવી રીતે બધાયો તેનુ ચમત્કારિક વર્ણન, અપુત્રિયાનુ ધન રાજાએ લઈ

લેવાના રિવાજનો ઉલ્લેખ, ગમે તેવા મુશ્કેલ સજોગોમા પણ કોઈની પાસે હાથ ન ધરવો એ વિશે ઉદ્‌ગાર, શુકનશાસ્ત્ર અને સ્વપ્નશાસ્ત્રનો કવિનો અભ્યાસ, 'પુણ્ય પ્રતાપ' અગેનો કાવ્યખડ (ખડ ૧લો પૃ. ૧૫૬ કડી ૯થી૧૪), ખડ ૧લો, પૃ ૧૬૫-૧૬૬ ઉપર વાપરેલો રૂઢ પણ ધ્યાન ખેચે તેવો પરિસખ્યા અલકાર, પાટણના બાવન 'દહા', બાવન 'વવા' અને બાવન 'લના' (ખડ ૧લો પૃ ૧૬૬થી૧૬૭), ૫૬ રાગ, ૫ડ સ્વર, અને સપ્તમ સ્વર 'રાજવલ્લભ (યાને પચમવેદ), શ્રાવકના બાર વ્રત(જેના ઉપર કવિએ પોતાની એક આખીએ કૃતિ 'વ્રતવિચારરાસ' રચેલી છે,) જીવદયા ઉપર 'અમરસિંહ અને બોકડો' ની રસદાયક કથા, એક વણિક-ની સ્ત્રીએ જૂ મારી નાખી તેથી રાજપુરુષો પાસે તેને પકડાવી મગાવી તેને મારી નાખવાની અપાતી ધમકી અને તેના પ્રાયશ્ચિતરૂપે વણિકે 'જૂવિહાર' નામનુ મદિર બધાવવુ, તેમ જ પગે વળગેલા મકોડાનો જીવ બચાવવા કુમારપાલે પોતનો અગુઠો કાપી નાખવો- એ બે જીવદયા ધર્મના કાવ્યઅત્યુક્તિ (Poet's Exaggeration) દર્શાવતા પ્રસગો, કાશીના રાજા જયચદ્રને જીવદયાપ્રેમી બનાવતો કુમારપાલ, જીવદયા ઉપર 'કુબેરદત્ત વણિક' ની ચમત્કારિક કથા, અતિલોભ ઉપર 'ચાર પુરુષ અને ચાર શિખર' નુ દૃષ્ટાત, પ્રથમ ખડને અતે આવતું પ્રેમલદેવીએ કુમાર-પાન પાસે મોકલેલ ગરીબ બ્રાહ્મણ દૂતનુ હૂબહૂ વર્ણન' કુમારપાનની પટરાણી 'ભૂપલદેવીનુ રૂપ વર્ણન' (ખડ ૨જો, પૃ ૫૪-૫૫), કાળી અને ગોરી નારી વચ્ચેનો વાદવિવાદ, ગિરનાર તીર્થની ઉત્પત્તિનો ઈતિહાસ, (ખડ ૨જો, પૃ ૬૦, કડી ૧થી ૮) તેમજ (પૃ ૧૨૮, કડી ૭૩થી૭૮ ઉપર અનુક્રમે) કુમારપાલ શેત્રુજયનો સઘ કાઢીને જાય છે તે વખતે અને આઢર વણિક નરવીર (કુમારપાલનો પૂર્વ ભવનો જીવ) ને જમાડે છે તે વખતે આપેલુ 'મધ્યકાલની ભોજનસામગ્રી' નુ કૌતુકપ્રેરક વર્ણન, કુમારપાલ સમક્ષ 'ધનપાલ પચાશિકા' આદિના કર્તા કવિ ધનપાલના અનેક સુદર ઉપમાઓથી ગુણગાન ગાઈ અતે 'કવિ મોટો જગમા ધન-પાલ' એમ જણાવતા હેમચદ્રાચાર્ય (ખડ ૨જો, પૃ ૬૪-૬૫), જૈનો ઉપર શૈવોને-બ્રાહ્મણોને કેમ ઘણો દ્વેષ છે તેનુ કુમારપાનને કારણ સમ-જાવતા હેમચદ્રાચાર્ય,[૫૫] પ્રતિપક્ષી કરતા અધિક શક્તિ હોવા છતા ક્ષમા ધારણ કરનાર મહાપુરુષોના ઉત્તમ દૃષ્ટાતો (દા ત 'નમુ રઘુવસી રામનઈ, માની કેકઈ માત, દેશવટો મનિ નવિ ધરી એ, ગુણ એહ વિખ્યાત' વાળો સુદર કાવ્યખડ-ખડ ૨જો, પૃ ૮૫ ૮૬, કડી ૨૩થી૩૧),

'પાપભીરુ સરલ પુરુષ' ઉપર એક સુંદર ટૂંકું ગીતકાવ્ય (ખંડ ૨જો, પૃ. ૮૮–૮૯ કડી ૫૬થી૫૯, સાચા મુનિ–અણગારે મંત્ર, તંત્ર, શુકન, વૈદકશાસ્ત્ર, ગુપ્ત વિદ્યા, જ્યોતિષ અને નિમિત્ત આદિ ન કહેવા વિષે એક સુંદર કાવ્યખંડ (ખંડ ૨જો, પૃ. ૯૮–૯૯, કડી ૫૫થી૬૪) અને તે ઉપર 'ભીમનારી (ભીમ નામના શુભટની સ્ત્રી) અને 'માસખમણ(એક માસના ઉપવાસ) વાળા મુનિ' નું હૃદયદ્રાવક સુંદર દૃષ્ટાંત (ખંડ ૨જો, પૃ ૯૯-૧૦૦), મોટા કોલામાં પેસી ચમત્કારિક રીતે કુમારપાલને કોઢ રોગનો ઉપદ્રવ કરનાર રોગની અદૃષ્ટા લૂતાદેવીને તેમાં પૂરી કોલા સહિત તેને ગામ બહાર કૂવામાં ફેંકાવી દૂર કરાવતા હેમચંદ્રાચાર્ય, હેમચંદ્રાચાર્યના યોગશાસ્ત્રમાં 'સ્ત્રી ચરિત્ર' ઉપર આવતી 'ધરણ અને તેની (દ્વિતીય) પત્ની ઉમયા' ની કથા, પાટણના એક વણિકનું મૃત્યુ થતાં સતી થવા તૈયાર થયેલી તેની સ્ત્રીએ સાંજના મંદિરમાં નાઈ પંગુ પુરુષનું સુંદર ગાન સાંભળી તેના ઉપર મોહિત થઈ તેની સાથે રાતના વિલાસાનંદ કરવો અને મધ્ય રાત્રિએ તેની પરીક્ષા કરવા ત્યાં આવેલ રાજા કુમારપાલે પોતે સ્વયં તે જોવું ને પછી સવારનાં સતી થવા તૈયાર થયેલી તે સ્ત્રીને સતી નહિ થવા કુમારપાલે સમજાવ્યા છતાં સતી થવાનો આગ્રહ રાખતી તે સ્ત્રીને કુમારપાલે બાજુએ લઈ જઈને રાત્રે પંગુ સાથે તેણે વિલાસ કર્યાની વાત પોતે જાણે છે તેમ જણાવવું અને તે સાંભળતાં જ તે કુટિલ સ્ત્રીએ કુમારપાલ ઉપર પોતાને પોતાની પત્ની થવાનુ કહ્યાનું ખોટુ આળ મૂકવું, આથી કુમારપાલનું ઝંખવાણા પડવું, અને આ વાત હેમચંદ્રાચાર્યના જાણવામાં આવતાં હેમચંદ્રાચાર્યે કુમારપાલ પાસેથી સાચી વાત જાણી લઈ પંગુને બોલાવી લોકો સમક્ષ પંગુ પાસે સાચી વાત જાહેર કરાવવી અને કુમારપાલને કલંકરહિત કરવો અને 'ક્રીડી કુંજર કેડી પરિ ગલઈ' એ સ્ત્રીચરિત્રની કુમારપાલને ખાતરી કરાવવી, નીચ પુરુષ કરતાં તો બળદ, કૂતરો, પાડો અને વાંદરો પણ સારા કારણ કે તે પ્રાણીઓ તો જગત ઉપર કાંઈ ને કાંઈ ઉપકાર કરે છે જ્યારે નીચ માણસ તો જગતને ભારરૂપ છે, યશોભદ્રસૂરિએ કુમારપાલ સમક્ષ વર્ણવેલ અનુક્રમે (૧) પર્વત(૨) પર્વતના શિખર તથા પથ્થર અને (૩) ઉખરભૂમિ અને મરુભૂમિ (૪) ચરોતરનીભૂમિ, (૫) કલાનમની ધરતી, (૬) સરોવરની ભૂમિ અને (૭) માલવદેશની ધરતી જેવા સાત પ્રકારના મનુષ્યો, એકત્રીસ પ્રકારનાં (૩ ગુણ્યા સાત) દુખ, તથા સુખના સાત 'છછા' અને સાત 'ગગા' (ખંડ ર જો, પૃ. ૧૨૯–૩૦) તેમજ સાત સાત પ્રકારનાં બીજા ચૌદ એમ મળી

કુલ અઠ્ઠાવીસ પ્રકારનાં મુખ, સિદ્ધરાજ, કુમારપાલ, હેમચંદ્રાચાર્ય અને ઉદયનમંત્રી આદિના પૂર્વભવોનુ વર્ણન, કુમારપાલ મરણ પામી 'સતમશ્રી' નામે રાજા થશે અને પદ્મનાથ તીર્થંકર પાસે દીક્ષા ગ્રહણ કરી ગણધર પદવી પ્રાપ્ત કરી મોક્ષસુખ મેળવશે એ વર્ણન, 'મોક્ષસુખનુ વર્ણન'– (ખ ડ ૨ જો, પૃ. ૧૩૭, કડી ૧૫થી૨૩), મોક્ષસુખનુ પૂરેપૂરું વર્ણન કરવું અશક્ય છે તે દર્શાવવા 'ભીલ અને નૃપ'નું દૃષ્ટાંત, હેમચંદ્રાચાર્યનો પોતાનો શિષ્ય બાલચંદ્ર તેમનો વિરોધી થવો, હેમચંદ્રાચાર્ય અને કુમારપાલ બન્નેને તેણે અજયપાલ દ્વારા છલકપટથી ઝેર ખવડાવી મારી નંખાવવા, બાલચંદ્રને પટ્ટધર બનાવવાની ના પાડનાર હેમચંદ્રાચાર્યના વફાદાર શિષ્ય રામચંદ્રને અજયપાલે ધગધગતી શિલા ઉપર સુવાડી મારી નાખવા, બાલચંદ્રને પાછળથી પોતાના અપકૃત્યનો પસ્તાવો થવો, પરિણામે દેવીની આરાધના કરી તેણે અજયપાલને મારી નંખાવવો, મૃત્યુ પહેલાં 'અજયપાલે કુમારપાલે બંધાયેલુ તારંગાનુ પ્રખ્યાત જૈન મંદિર પણ તોડી નાખવાનો વિચાર કરવો અને તે અટકાવવા પાટણના જૈનોએ એક નાટકિયાની મદદ લેવી, મો માગ્યા પૈસા લઈ નાટકિઆએ રાજાનો અને તેના પુત્ર રાજકુમારનો વેશ લઈ અજયપાલ પાસે નાટક કરવું, નાટકિયા (રાજા)એ મહેલો બનાવવા અને તેના પુત્રે (રાજકુમારે) તે તોડી નાખવા આ જોઈ નાટકિઆ (રાજા)એ ગુસ્સે થવુ, પુત્રે (રાજકુમારે) કહેવું 'જેવા રાજા તેવી પ્રજા' –કુમારપાલે મંદિરો બંધાવ્યા અને અજયપાલે તોડી નાખ્યા તો તમે મહેલો બાંધો અને હુ તોડી નાખું તેમા ગુસ્સે શાના થાઓ છો, આ સાંભળી અજયપાલે મંદિરો નહિ તોડવાની પ્રતિજ્ઞા લેવી અને તારંગાનુ પ્રખ્યાત જૈન મંદિર આમ બચી જવુ, –આમા ખાસ કરીને નાટકિયાનો રમૂજી પ્રસંગ - આ સર્વ કુમારપાલ રાસના સુંદર અને રસપ્રદ પ્રસંગો છે.

કુમાપાલ રાસની શૈલી પ્રાસાદિક, મધુર અને મુખ્યત્વે દલપતરામની માફક ઉપદેશાત્મક અને બોધપ્રધાન છે ભાષા મીઠી અને રસાળ છે. કથારસની દૃષ્ટિએ પ્રથમ ખંડ વાચકને રસમા તરબોળ કરી નાખે તેવો છે, જ્યારે બીજા ખંડમા કથારસ જરા મંદ પડે છે અને જૈનેતર વાચકને તો જરા-કંટાળો પણ આવે તેવો છે. જૈન વાચકોને તે કદાચ રુચે છતાં જૈન વાચકોનો કથારસ પણ તેમા મંદ તો પડે જ છે, અને તેને તે કદાચ ઉપદેશ અને બોધની દૃષ્ટિએ રોચક લાગે. આમ છતાં વનરાજ ચાવડો, સિદ્ધરાજ જયસિંહ, હેમચંદ્રાચાર્ય અને કુમારપાલ આદિના જીવન વિષે

અગત્યની માહિતી આપતો હોઈ આખોએ કુમારપાલરાસ ઐતિહાસિક દૃષ્ટિએ એક અગત્યની કૃતિછે. તેમાં આવતા ઉપયુક્ત રસપ્રદ સાહિત્ય-પ્રસંગો તેમ જ અનેક સુંદર સુભાષિતો અને કહેવતો, કવિની વર્ણનશક્તિ, હાસ્યરસનિરૂપણ, માનવહૃદયપરીક્ષા અને ભક્તિરસનો પરિચય થાય છે. વિપુલતાની દૃષ્ટિએ ૪૫૦૬ ગાથાનો આ રાસ વાચકોને આશ્ચર્યમાં ગરકાવ કરે તેવો છે. અલબત્ત પુનરુક્તિ, જીવદયાતિરેક અને સાંપ્રદાયિકતા આદિ જેવા કેટલાક દોષો તેમાં છે છતાં મધ્યકાલીન સાહિત્યની દૃષ્ટિએ તે ક્ષન્તવ્ય પણ લેખી શકાય. અત્રે એ પણ નોંધપાત્ર બીના છે કે ઋષભદાસના આ રાસ ઉપરથી સને ૧૬૮૬ માં સત્તરમીસદીના બીજા એક સમર્થ જૈન કવિ ખરતરગચ્છીય જિનહર્ષગણિએ કુમારપાલ ઉપર સંક્ષિપ્ત રાસ રચ્યો છે. તેમાં જિનહર્ષગણિ જણાવે છે – 'વિપલ કીયો મે રાસ નિહાળી, વિસ્તર માંહિથી ટાળી હો.' આમ આ કૃતિ તેમની નજીકના જ બીજા સમર્થ જૈન કવિને પ્રેરણારૂપ નીવડી છે.

કુમારપાલરાસમાં કવિએ વાપરેલી ધ્યાન ખેંચે તેવી વિવિધ દેશીઓ, ઢાલો અને રાગો નીચે પ્રમાણે છે:

૧. સાંસો કીધો સામલીઆ – એદેશી અથવા હમચીની (રાગ ગોડી).
૨. ઢાલ આખ્યાની – રાગ આશાઉરી સિંધુઓ.
૩. ઢાલ ત્રિપદીનો – રાગ કેદારો.
૪. લંકામાં આવ્યા શ્રી રામ રે – એ દેશી. રાગ મારૂણી.
૫. ઢાલ કામણની – રાગ ધન્યાસી.
૬. એક વજ્ર ઉછાલતો રે – એ દેશી.
૭. ભાદ્રવે બીસમ પાણી – એ દેશી. રાગ સામેરી.
૮. તો ચઢી ઉધણમાન ગાજે – એ દેશી.
૯. રાજ મુજ લેખું માગસ્યે એ.
૧૦. ઢાલ અઢીઆનો – રાગ મલ્હાર.
૧૧. ઢાલ – ફાગનો.
૧૨. ધન્ય ધન્ય સેત્રુંજ ગિરિવર એ – એ દેશી – રાગ ધન્યાસી.
૧૩. છાનો ને છુપીને કંતાં કહાં રહ્યો રે – એ દેશી. રાગ રામગિરિ.
૧૪. અણી પરિં રાજ કરંત – એ દેશી. રાગ ગોડી.
૧૫. ઈસ નગરીકા વણજારા રે – એ દેશી. રાગ કેદારો.
૧૬. પર્વતમાંહિ વડો મેરૂ હોઈ – એ દેશી. રાગ દેશખ, રાગ કેદારો.
૧૭. એક વજ્ર ઉછાલતોરે – એ દેશી.

૧૮. નંદનકું ત્રિસલા હુલરાવઈ – એ દેશી રાગ આશાઉરી.
૧૯ પ્રણમુ તુહ્મ સીમધરજી – એ દેશી.
૨૦. રામ ભણઈ હરિ ઉઠીઈએ – એ દેશી. રાગ રામગિરિ.
૨૧. રાગ વસંત – નાહલો નીરગુણો.
૨૨ ઢાલ ડુંગરીઆની – રાગ રામગિરી.
૨૩. મુનિવર મારગિ ચાલતા – એ દેશી
૨૪. ઢાલ ભમરાની – રાગ ગોડી.
૨૫ ઢાલ આહેલડીની – રાગ રામગિરિ.
૨૬. ગિરિના રેનીનઈ વીનવુ – એ દેશી. રાગ ગોડી.
૨૭. ઢાલ લાલની - રાગ મલ્હાર – ઉલાલાનો.
૨૮. પાડવ પાચ પ્રગટ થયા – એ દશી. રાગ વિરાટ.
૨૯. ભાવી પદ્દોધર વીરનો -- એ દેશી. રાગ ગોડી.
૩૦. આવે આવે રિષભનો પુત્ર – એ દેશી. રાગ ધન્યાશ્રી.
૩૧. ઢાલ બટાઉની રાગ ગોડી
૩૨ આજ હવુ સુવિહાણુ - એ દેશી.
૩૩. તુ ચદિઓ ઘણુ માન ગજે - એ દેશી
૩૪ મુકાવો રે મુજ ઘર નારિ – એ દેશી
૩૫ વીર મધુરી વાણી બોલઈ – એ દેશી
૩૬. રાગ સારગ' મગધ દેસકો રાજ રાજેશ્વર – એ દેશી
૩૭. - સિહતણુઈ પરિ એકલો - એ દેશી. રાગ ગોડી.
૩૮ સ્વર્ગે સાચજ મોખ્યો નવિ લાભઈ રે – એ દેશી

દૂહા, ચોપઈ, છપ્પઈ, વસ્તુ, કુનિહા, અડઅલ્લ છદ, કવિત્વ, કવિત, ત્રૂટક આદિનો તો કવિએ ઉપયોગ કરેલો જ છે તદુપરાત ખડ ૧ લો, પૃ. ૨૯ અને ૮૪ એ દરેક ઉપર કવિએ અકેક એમ બે પ્રાકૃત ગાથાઓ પણ વાપારી છે નયસુદરે અને સમયસુદર પણ પોતાની કૃતિઓમા આમ પ્રાકૃત ગાથાઓ વાપરી છે પોતાની કૃતિઓમા આમ કોક કોક સ્થળે સસ્કૃત તેમ જ પ્રાકૃત ગાથાઓ મૂકવી એ મધ્યકાલીન જૈન (તેમ જ જૈનેતર) ગુજરાતી કવિઓનુ એક ખાસ લક્ષણ જણાય છે

૬ અજાકુમારરાસ

જૈનોના આઠમા તીર્થંકર ચદ્રપ્રભુના ગણધર અજાકુમાર (યાને અજા પુત્ર) ઉપર આ એક ધર્મકથા છે તે અગે વિશેષ તે પ્રગટ થયે જાણી શકાય

૭. નવતત્ત્વરાસ.

આ કૃતિમાં કવિએ જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, (કર્મ લાગવા), સંવર (કર્મ લાગતા બંધ થવા), નિર્જરા (કર્મનો અંશતઃ ક્ષય થવો), બંધ (જીવ–આત્માનું કર્મ સાથે બધાવું), અને મોક્ષ (આત્મા ના કર્મથી સંપૂર્ણ મુક્તિ), – એ જૈન ધર્મના મુખ્ય નવતત્ત્વોનું સ્વરૂપ સમજાવ્યું છે. જૈનોના પ્રસિદ્ધ 'નવતત્ત્વ' પ્રકરણગ્રંથનો આધાર કવિએ અત્રે લીધેલો છે.

૮. જીવનવિચારરાસ.

આ શાંતિસૂરિના 'જીવવિચાર' પ્રકરણગ્રંથના આધારે રચાયેલી કૃતિ છે. તેમાં જીવ અને અજીવ એ બે મુખ્ય તત્ત્વોનું અને દયાધર્મનું ખાસ નિરૂપણ છે.

૯. ભરતબાહુબલિરાસ

૧૦૫ પાનાંનો આ રાસ આ. કા. મ. મૌ. ૩ જામાં પ્રસિદ્ધ થયેલ છે. તે હેમચંદ્રાચાર્યકૃત 'ત્રિપષ્ટિશલાકાપુરુષચરિત્ર' માંના ઋષભદેવ ચરિત્રના આધારે રચાયેલો છે એમ કવિ પોતે જ તેમા જણાવે છે.

હેમ ચરિત્ર કરે ઋષભનું એ, આણી મન ઉલ્લાસ,
સોય સુણી વળી મેં રચ્યો એ, ભરતેશ્વર નૃપ રાસ.'

જૈનોના પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના પુત્રો ભરત અને બાહુબલિનાં જીવનચરિત્રો તેમાં ધર્મકથારૂપે આલેખેલાં છે. આ કથા જૈનોના બીજા આગમ ગ્રંથ 'સૂત્રકૃતાંગસૂત્ર'માં અઢાણું ગાથાના એક અધ્યયનમાં આપેલી છે. ભરતબાહુબલિની આ કથા પ્રાચીન જૈન કવિઓનો અતિ પ્રિય વિષય છે. સને ૧૧૮૫માં જૈન ગુજરાતી કવિ શાલિભદ્રસૂરિએ આ જ વિષય ઉપર 'ભરતેશ્વરબાહુબલિ રાસ' નામની સુંદર સાહિત્યકૃતિ રચી છે જે તેમના જણાવ્યા પ્રમાણે તેમણે 'વસુદેવહિંડી' ઉપરથી રચી છે.

જેમ કવિ મેઘરાજના નલદમયંતીરાસમાં પ્રથમ નલદમયંતીના પૂર્વભવોનું વર્ણન આવે છે, તેમ આ રાસમાં પણ પ્રથમ ભરતરાજા અને બાહુબલિ આદિના પૂર્વભવોનું વર્ણન આવે છે. પ્રથમ ભવમાં ભરત રાજા ઈશાનચંદ નામના રાજાનો મહીધર નામે રાજપુત્ર હતો અને બાહુબલિ રાજમંત્રીનો પુત્ર સુબધિ નામે તેનો મિત્ર હતો. 'જીવાનંદ' (ઋષભદેવનો જીવ) નામે તેના એક વૈદ્યમિત્ર અને અન્ય મિત્રો સહિત એક રોગગ્રસ્ત મુનિની વૈયાવચ્ચ (સેવાચાકરી) કરી તેમના અસાધ્ય રોગને

મગડવાના પુણ્યના પ્રભાવે તે અને તેના સઘળા મિત્રો બીજા ભવમાં સ્વર્ગમા દેવપણે ઉત્પન્ન થયા ત્રીજા ભવમા 'જીવાનંદ' વૈદ્યનો જીવ વજ્રસેન રાજાનો પુ. વજ્રનાભ નામે ચક્રવર્તી રાજા થયો મહીધર અને સુવધિના જીવો અનુક્રમે બાહુ અને સુબાહુ નામે વજ્રસેન રાજાના બીજા બે રાજપુત્રો થયા ત્યાં અન્ય મિત્રો સાથે દીક્ષા ગ્રહણ કરી સયમ પાળી સવળાએ મિત્રો ચોથા ભવના પાછા સ્વર્ગમા દેવ થયા ત્યારપછી પાચમા ભવમા જીવાનંદ વૈદ્ય (વજ્રનાભ ચક્રવર્તીનો જીવ) મરુદેવા માતાની કુક્ષીથી નાભિરાજાનો પુત્ર ઋષભદેવ નામે થયો મહીધર અને સુવધિ (બાહુ અને સુબાહુ) અનુક્રમે ઋષભદેવની રાણી સુમંગલાની કુક્ષીથી ભરત, અને સુનંદારાણીની કુક્ષીથી બાહુબલિ નામે રાજપુત્રો થયા ત્રીજા આરાના અંતે જબુદ્વીપમા આ ભરતરાજા પ્રથમ ચક્રવર્તી થયો અને બાહુબલી પ્રથમ બલદેવ થયો અહીં સુધીના શરૂઆતના આ વીસેક પાનામા જૈનેતર વાચક ખાસ રસ અનુભવશે નહીં પરંતુ ત્યારબાદ ભરતબાહુબલિની મુખ્ય કથા શરૂ થતા કથારસ ખીલવા માડે છે અને લગભગ છેક સુધી જળવાય છે, અને સાથે સાથે ઋષભદાસનુ કવિત્વ પણ ખાલી ઉઠે છે પૃ ૩૨ ઉપર 'કોણ ક્યારે દુખી હોય' એ કાવ્ય ખંડ નોંધપાત્ર છે આ પછી પૃ ૩૩ ઉપર સ્વભાવોક્તિથી કરેલુ ભરતના સેનાપતિ સુષેણના અશ્વરત્ન 'કમળાપીઢ'નુ હૂબહૂ વર્ણન અને પૃ ૩૯–૪૦ ઉપર કરેલુ ભરતની સ્ત્રીરત્નનુ વર્ણન કવિની વર્ણનશક્તિનો સુંદર ખ્યાલ આપે છે આ પછી ભરત અને બાહુબલિ વચ્ચે થતુ પાચ પ્રકારનુ યુદ્ધ દૃષ્ટિયુદ્ધ, વચનયુદ્ધ, મલ્લયુદ્ધ, મુષ્ટિયુદ્ધ અને દંડયુદ્ધ પ્રાચીન કાળના હાથોહાથ થતા દ્વંદ્વ યુદ્ધનો સુંદર ખ્યાલ આપે છે ત્યારપછી પૃ ૬૩ ઉપર આવે છે એક સુંદર કાવ્યખંડ જેની આરંભની પંક્તિઓ છે

'ન નમે મોય નિર્ગુણી, નમે મોય ગુણવંત,
ન નમે રૂખ સુકો, લીલો તરુ નમંત'

'નમ્યો તે સૌને ગમ્યો' એ ગુજરાતી કહેવતનો આ કાવ્ય ઘણો સુંદર પડઘો પાડે છે પાચ પ્રકારના યુદ્ધમા ભારત ચક્રવર્તી જેવાને હરાવનાર ભડવીર બાહુબલી અભિમાન ત્યજી દઈ ઉત્તમ કુળનો વિવેક સાચવી મોટા ભાઈને નમી પડે છે અને વૈરાગ્યવાસિત થઈ સંયમ અંગીકાર કરે છે ત્યાર બાદ એ બાહુબલિ મુનિ જંગલમા માયારહિતપણે ઘોર તપશ્ચર્યા આદરે છે પરંતુ પોતાનાથી પ્રથમ દીક્ષિત લઘુબંધુઓ નમિ વિનમિને હું કેમ વાદુ એવો માનનો સહેજ અંકુર તેમના મનમા રહી જાય છે ત્યારબાદ, ઋષભ

દેવના કહેવાથી, તેમની બે બહેનો - બે સાધ્વીઓ બ્રાહ્મી અને સુંદરી તેમને 'ગજ ચઢિયા કેવળ ન થાય' - એટલે અભિમાનરૂપી હાથી ઉપર ચઢ્યાથી સાચુ જ્ઞાન - કેવળજ્ઞાન ન થાય એવો પ્રતિબોધ પમાડે છે, અને તેનાથી જ જાગૃત થઈ ઋષભદેવની સાથે રહેતા નમિ વિનમિ મુનિઓને વંદન કરવા જવા માટે તે પોતાના પગ ઉપાડે છે અને તે સાથે જ સર્વ કર્મનો ક્ષય થતા બાહુબલિ કેવળજ્ઞાન પ્રાપ્ત કરે છે બાહુબલિનો જીવનપ્રસંગ અત્રે સમાપ્ત થયા બાદ કવિ ભરતના પુત્ર મરીચિ, જે ચોથા આરાને અંતે જૈનોના પ્રથમ તીર્થંકર મહાવીરસ્વામી થયા તેમના 'ત્રિદંડી' તરીકેના જીવનનુ એક સુદર શબ્દચિત્ર આપે છે અહી મા કવિ કર્મની વિચિત્ર ગતિ ઉપર ચોરીમા કેવળજ્ઞાન પ્રાપ્ત કરનાર 'ગુણસાગર કેવળી'ની એક ટુંકી ઉપકથા રજૂ કરે છે તેમા લગ્નવિધિ ઉપરથી પ્રેરિત થતો પૃ ૭૦-૭૧ ઉપરનો કાવ્યખંડ 'આત્મભાવના ગીત' ખાસ નોધપાત્ર છે લગ્નવિધિમા વપરાતી શૃંગારની સામગ્રી વૈરાગ્યવાસિત આત્માને શું સૂચવે છે તેનુ કવિએ તેમા સુંદર નિરૂપણ કર્યું છે એક જ પ્રસંગ જે રાગીને આનંદ ઉપજાવે છે, તે વિરાગીને વૈરાગ્યવસિત કરે છે પૃ ૭૮ ઉપર ભરત રાજાની અયોધ્યાનગરીનુ વર્ણન પણ ધ્યાન ખેચે તેવુ છે જૈનોના પ્રસિદ્ધ તીર્થ શત્રુંજયનો પ્રથમ ઉદ્ધાર તેમ જ જૈનધર્મમા વર્ણવેલા અષ્ટાપદ તીર્થની સ્થાપના ઋષભદેવના સમયમા ભરત રાજાના હસ્તે થઈ હતી એ બીના પણ કવિએ આ રાસમા વર્ણવી છે ભરત ચક્રવર્તીને પોતાના 'આરિસાભુવન'મા મુદ્રિકાવિહોણી પોતાની આગળી નિહાળતા રકત અને હાડમાસના બનેલા આ મનુષ્યદેહની નશ્વરતાનો ધ્યાન આવતા 'જો નહી દેહ એ જીવની, સાથે સોય નવિ જાય રે' એ અનિત્યભાવના ભાવતા કેવળજ્ઞાન પ્રાપ્ત થાય છે ત્યારપછી સાધુવેશ ધારણ કરી રાજત્યાગ અને ગૃહત્યાગ કરતા 'રહો રહો ભરત નરેશ્વર' ના કાવ્યખંડમા વ્યક્ત થતો તેમની રાણીઓનો કરુણ વિરહવિલાપ પ્રેમાનંદની યાદ આપે છે નમૂના રૂપે તેમાથી થોડી પંક્તિઓ જોઈએ -

નારી વનની રે વેલડી, જળ વિણ તેહ સુકાય રે,  
તુમો જળ સરીખા રે નાયજી જાતા વેલડી કરમાય રે રહો० ૬  
જળ વિના ન રહે માછલી, સુકે પોયણ પાન રે  
તુમ વિણ વિણસે રે યૌવનુ, કંઠ વિના જિમ ગાન રે રહો० ૭  
ઈમ વળવળતી રે પ્રેમદા આસુડા લુહે તે હાથ રે,  
તુમ વિણ વાસર[૫૬] કિમ જશે, તુમ વિણ દોહિલી રાત રે ૮

રાજા ભરતે ગૃહત્યાગ કરતાં હાથીઓ રડે છે, ઘોડાઓ પાણીનો ત્યાગ કરે છે, પાંજરામાં પોપટ અને વનમાં મોર ઝૂરે છે, બાળકો ખાણું ખાતા નથી અને ગાયો બહુ જ આક્રંદ કરે છે (પૃ. ૮૬-૮૭). આ સઘળો 'વિરહવિલાપ' ઋષભદાસે નિરૂપેલા કરુણ રસનો એક ઉત્તમ નમૂનો છે. ભરત ચક્રવર્તીનુ વર્ણન 'આ ભરતેશ્વર આવિગો' – એ સાથે પ્રેમાનંદનું 'ઓ નળ આવ્યો રે' સરખાવવા જેવું છે. 'રહો રહો ભરત નરેશ્વર' એ પણ 'ભેખ રે ઉતારો રાજા ભરથરિ'ની યાદ દેવરાવે છે.

અંતે પૃ. ૯૫-૯૬ ઉપર કવિ આવી કથાઓમાથી બોધ લેવા માટે સીપ, શ્રીફળ, નદી, સરોવર, ગુર્જરભુમિ, મરભુમિ' અને પર્વતનું શિખર એ સાત વસ્તુઓ જેવા સાત પ્રકારના મનુષ્યોનો – શ્રાવકોનો નીચે પ્રમાણે નિર્દેશ કરે છે:

(૧) મેઘતણુ જળ વરસે યદા, સીપમાહિ મોતી હોય તદા,
શ્રી ગુરુવચન સુણે એક વાર, ધર્મ કરે મૂકી સંસાર.
(૨) બીજો શ્રીફળવત્ તે માન, વીરવચન સુણિયાં જવ કાન,
નાલેરી ફળે બારી માસ, તિમ તેના પુણ્યનો અભ્યાસ.
(૩) ત્રીજો નર તેણે દૃષ્ટાંત, મેઘ વિના જળ ઓછાં થાત,
પિણ ભૂમાં જળ ઝાઝુ મળે, તિમ રખે વૃહે[૫૭] નર ધર્મ ન ચળે.
(૪) ચોથો શ્રાવક સરવર સૌમ્ય, નીર ભર્યું તવ લીલી ભોમ્ય,
જવ જળનો વૃહ ઝાખો થાય, ત્યારે ભૂમિ તરડીને જાય.
વર્ષ દીવસમા વરા[૫૮] બે ચાર, સુણતા શાસ્ત્ર તણો જે વિચાર,
સરોવર પરે ધર્મ રહે ભર્યો, બહુ વૃહે મન તો પાછો ફર્યો
(૫) ગુજર દેશ પૃથિવી પરે મેહ, માસ પાક તેહનો રહે ત્રેહ,[૫૯]
પિણ બહુ કાળ ન લીલો રહ્યો, શ્રાવક પચમ એહવો કહ્યો.
માસ પાક અતર મુનિ મળે, તો તસ મનહ મનોરથ ફળે,
ઘણા દીવસનો જો વૃહ થાય, તો તે ધર્મ ચકી નર જાય.
(૬) મારૂદેશ ભૂમિ નહિ ત્રેહ, ક્ષણભર ઉપર જોઈએ મેહ,
દોય દિવસ ધન[૬૦] આથો થાય, તવ કરસણ સુકાને જાય,
છઠ્ઠો શ્રાવક એહવો કહ્યો, મુનિ સયોગે ધર્મી થયો,
(૭) સાતમો પર્વત કેરી ટૂક, ધન તૂઠે નવ ઉગે રૂખ,
સુગુરુ મળયે જે ધર્મ ન લહે, રૂપભદેવ તસ બહુભાવ કહે

આ સાથે સરખાવો આગળ કવિએ કુમારપાલ રાસ, ખડ ર જો પૃ ૧૨૧-૨૨ ઉપર વિસ્તારથી વર્ણવેલ (૧) પર્વત (૨) પર્વતનું શિખર

તથા પથ્થર, (૩) ઉખરભૂમિ તથા મરુભૂમિ, (૪) ચરોતરની ભૂમિ, (૫) કહાનમની ધરતી, (૬) સરોવરની ધરતી, અને (૭) માળવાની ધરતી જેવા સાત પ્રકારના મનુષ્યો. આ પછી પૃ. ૯૬-૯૭ ઉપર કવિ (૧) તેલ (૨) લોઢું (૩) જળ-પાણી (૪) દૂધ અને (૫) સિદ્ધરસ લોહ જેવા પાંચ પ્રકારના મનુષ્યો વર્ણવે છે.

મુક્તિ પંથ નવ પામે નિસ્ચ્યે, તેલ સરીખા થાયજી,
જળમાં મુકયું પ્રસરે પ્રેમે, ભેદી ભળી ન જાયજી. ચે૦ ૧.
ચેતો નર જિન વચન સુણીને, કરો પુણ્યની વાતજી,
જે પરભવ સંગાથે આવે, જેહથી બહુ સુખ થાયજી. ચે૦ ૨.
જળ સરીખી ગુરુની જે વાણી, નવ ભેદે મનમાંહિજી,
હાહા છજી સુખ બહુ કરતો, ગાપ ન મુકે પ્રાયેજી. ચે૦ ૩.
એક નર જગમાં લોઢા સરીખા, અગ્નિ મળે તવ રાતુંજી,
અગ્નિ ગયે કાળાનું કાળું, રક્તપણુ જાતુંજી. ચે૦ ૪.
ગુરુ સંયોગ મળયો નર જ્યારેં, ધર્મમતિ હુઈ ત્યારેજી,
જવ ગુરુથી તે આગો ઉઠયો, તવ તે પાપ સભારેજી. ચે૦ ૫.
એક જન જગમાં નીર સરીખા, ભળી દુધમાં જાયજી,
અગ્નિ મળે તો ન રહે ઉભા, મૂકી દૂધ પળાયાજી. ચે૦ ૬.
દૂધ સરિખો ગુરુ જવ મળિયો, નિરખી નીર પરે ભળતોજી,
પિણ કાંઈ એક નર પરિસહ થાએ, તવ ધર્મથી ટળતોજી. ચે૦ ૭.
ધર્મથકી જે ન પડે પાછા, તે સિદ્ધરસ લોહ સરીખાજી,
કંચન ફીટી લોહ નવ થાએ, તે ઉત્તમ જગ પુરુષાજી. ચે૦ ૮.
સિદ્ધરસ સરખી વાણી ગુરુની, આતમ લોહ સરીખોજી,
ગુરુવચને ભેદાણો પુરો, તે ધર્મી નિત પરખોજી. ચે૦ ૯.

આમ ૭ પ્રકારના કે ચાર પ્રકારના મનુષ્યો વત્તો ઓછે અંશે પણ આવી કથાઓમાંથી બોધ મેળવી પોતાનું જીવન સફળ કરે છે. પરંતુ પર્વત ઉપર ગમે તેટલો વરસાદ પડે છતાં તેના શિખર ઉપર બિલકુલ ઘાસ પણ ઉગતું નથી તેમ અનુક્રમે પર્વતના શિખર જેવા (સાતમા પ્રકારના) અને તેલ જેવા (પ્રથમ પ્રકારના) મનુષ્યો આવી કથાઓમાંથી કોઈ-પણ બોધ લેતા નથી. માટે 'પર્વતના શિખર' કે 'તેલ' જેવા ન બનતાં, ભરતબાહુબલિના આ રાસમાંથી વાચકે પોતાના આત્મકલ્યાણ માટે યત્-કિંચિત્ બોધ મેળવવો જોઈએ એમ કવિ જણાવે છે. વળી 'ઉગાને ઉગાડ્યા',

'આથમી આથમ્યા', 'ઉગીને આથમ્યા', અને 'આથમીને ઉગ્યા' એવા ચાર પ્રકારના મનુષ્યોનો પણ કવિ નિર્દેશ કરે છે અને તેમાના પ્રથમ અને છેલ્લાના ચરિત્ર અનુકરણીય હોય છે એમ કવિ જણાવે છે. 'ઉગીને ઉગીઆ' એ ભરત રાજા જેવા પ્રથમ કક્ષાના મહાપુરુષો હોય છે. 'આથમીને ઉગીઆ' એ બીજી કક્ષામા આવે છે. 'આથમી આથમ્યા' અને 'ઉગીને આથમ્યા' એ તદ્દન હલકી કક્ષાના મનુષ્યો હોય છે જેને કોઈ પાછળથી યાદ પણ કરતું નથી. ભરત ચક્રવર્તી 'ઉગીને ઉગ્યા' કોટિના પ્રથમ કક્ષાના માનવી હતા, અને તેમનુ તથા ભરતબાહુબલિનુ આ બન્ને ચરિત્રો માનવીને ઉપકારક છે. આમ ભરતબાહુબલિના ચરિત્રો અત્રે સમાપ્ત કરી, પછી પોતાના ગુરુની પરંપરા જણાવી અને અંતે ગ્રંથપ્રશસ્તિ લખી કવિ આ ગ્રંથને સમાપ્ત કરે છે. કવિએ પોતાની પ્રથમ કૃતિ ઋષભદેવરાસની પ્રશસ્તિમા ખંભાતનુ ટૂંકું વર્ણન આપ્યુ છે, જ્યારે આ રાસની ગ્રંથપ્રશસ્તિમા કવિએ ખંભાતનુ વિસ્તૃત ચિત્ર રજૂ કર્યું છે (વધુ વિગત માટે જુઓ મારો મહાનિબંધ, પ્રકરણ ૬, 'સમાજદર્શન').

આ રાસની આટલી વિશિષ્ટતાઓ ઉપરાત તેમા મળી આવતા નીચેના થોડાક સુંદર સુભાષિતો અને કહેવતો પણ નોંધપાત્ર છે.

(૧) શુ પોવાએ માટી સાનકુ (શકોરુ), પાસે આવ્યુ કનકનુ પાત્ર
(૨) અમાવસ્યા રાની જેહવી, તિસી લક્ષ્મી રાજ.
(૩) પડી પટોળડે ભાતડી, નીસરીઆ ગજદંત રે,
જિમ રે સાકર ભળી દૂધમા, અળગી કિમહિ ન થંત રે
(૪) સિંહની સેના પરિહરિ, શ્વાનની કરે કુણ,
(૫) જે સમારે ઠાકુરા, ધર્મે તેહજ હોય
(૬) હાથ રૂધિર મુખ કુણ ઘાલે રે

આ રાસમાથી એ પણ જાણવા મળે છે કે ઋષભદાસને ઉપદેશમાળા, દશવૈકાલિક વગેરે ગ્રંથોનો સારો પરિચય હતો. સમગ્ર દૃષ્ટિએ વિચારતા ઘણાખરા મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા બન્યુ છે તેમ આ આખોએ રાસ સાંપ્રદાયિક છાટવાળો જણાય છે. રસની દૃષ્ટિએ પ્રથમ ત્રીસેક પાના સુધી કથાની ભૂમિકા ઘડાય છે પરંતુ ભરતબાહુબલિના ચરિત્રોની શરૂઆત થયા પછી ખરો કથારસ જામે છે અને અંત સુધી ઠીક જળવાય પણ છે. ખાસ કરીને ભરત રાજાને આરિસાભુવનમા થતુ કેવળજ્ઞાન, અને અભિમાનનો ત્યાગ કરીને કેવળજ્ઞાન પ્રાપ્ત કરતા બાહુબલિ, – આ બે મુખ્ય પ્રસંગો હૃદયમા લાંબા સમય માટે કોતરાઈ રહે તેવા છે. જૈનેતર વાચકને પણ તે

રુચિકર લાગે તેવા છે પરંતુ સૌથી અગત્યની વસ્તુ તો, આગળ જોઈ ગયા તે, આ રાસના કેટલાક ઉત્તમ સાહિત્યિક અંગો છે 'કોણ ક્યારે દુખી હોય', 'તમે સોય ગુણવંત', ગુણસાગર કેવળીની આતમભાવના દુષ્કર તૃષ્ણા ત્યાગ', 'સાત જાતના શ્રાવકો', 'પાંચ પ્રકારના મનુષ્યો' વગેરે સુંદર કાવ્યખંડો તથા 'કમળાપીઠ અશ્વ', ભરતની સ્રીનુ તૃબહ ઉપવર્ણન, ભરતની રાણીઓનો કરુણ વિરહવિલાપ', પાંચ પ્રકારનુ દ્વંદ્વ યુદ્ધ, સુખી અયોધ્યા નગરી અને સમૃદ્ધ ખંભાત નગરી આદિના સુરેખ અને સુંદર વર્ણનો કવિના કવિત્વ, વર્ણન શક્તિ અને પ્રતિભાનો સચોટ ખ્યાલ આપે છે

કુમારપાલરાસ કરતા સરખામણીની દૃષ્ટિએ આ રાસ પ્રમાણમાં ઘણો નાનો (માત્ર ચોથા ભાગનો) હોવા છતા આ રાસના કેટલાક સાહિત્ય અંગો કુમારપાલરાસના સાહિત્ય અંગો કરતા ચઢી જાય તેવા છે

છેલ્લે આ રાસમા કવિએ વાપરેલી નીચેની ૪૪ જેટલી દેશીઓ પણ નોંધપાત્ર છે, જે કવિની ગેય શક્તિનો ખ્યાલ આપે છે –

૧ એમ વિપરિત પ્રરૂપતા – એ દેશી રાગ આશાવરી – સિંધુઓ
૨ ઈનાગાની દેશી ચોપાઈની દેશી પારધીઓની દેશી
૩ છાનો રે છપીને કંતા કયા રહ્યો રે – એ દેશી રાગ રામગિરિ
૪ તે ગિરૂઆ ભાઈ તે ગિરૂઆ – એ દેશી
૫ હુજ એકલી ની દેશી, મન ભમરા ની દેશી (રાગ ગોડી)
૬ કાન વજાવે વાસલી હરિ જોવા સરીખો – એ દેશી
૭ ભાવી પરોધર વીરનો – એ દેશી રાગ ગોડી
૮ ચાલ્ય ચતુર ચંદ્રાનને – એ દેશી રાગ મલ્હાર
૯ તુ ગિયા ગિરિ શિખરે સોહે – એ દેશી રાગ પરજ
૧૦ સાહેલડીની દેશી, ત્રોપદીની દેશી, ઉનાળાની દેશી
૧૧ સુવિધિ ધર્મ જે કરે – એ દેશી રાગ મેવાડો
૧૨ રજની ન જાવે રે – એ દેશી રાગ કેદારો
૧૩ પ્રણમી તુમ શ્રીમંધરજી – એ દેશી રાગ પરજ
૧૪ લંકામા આવ્યા રામ રે – એ દેશી રાગ મારૂણી
૧૫ પાટ કુસુમ જીન પૂજ્ય રૂપે – રાગ આશાવરિ સિંધુઓ
૧૬ સોવનમય પ્રભુ આવીઓ એ – એ દેશી રાગ ધનાશ્રી
૧૭ કનકપ્રભ વહેલો થયો – એ દેશી રાગ માર,
૧૮ સરસતી ભગવતિ યો માત ચંગ – એ દેશી રાગ વેરાડી
૧૯ પદ્મરથરાય વીતશોકાપુર રાજિયો – એ દેશી રાગ મારૂ

૨૦. બટાઉની દેશી. રાગ ગોડી, ખાસલાની દેશી. રાગ મારૂ.
૨૧. વાસુપુજ્ય જિન પુન્ય પ્રકાશો – એ દેશી. રાગ આશાવરિ સિંધુઓ.
૨૨. મયંગળ માતો રે વનમાંહે વસે – એ દેશી. રાગ મેવાડો.
૨૩. ગિરમાં ગોરો – એ દેશી. રાગ મારૂ.
૨૪. એક સમય વૈરાટી ભાઈ – એ દેશી. રાગ મલ્હાર.
૨૫. ઓલે કાંઠે ગંગા ને પેલે યમુના – એ દેશી રાગ વસંત.
૨૬. વીંઝણો વિજ્ઞાની કરે – એ દેશી. રાગ રામગિરિ.
૨૭. ગુરૂ વિણુ ગચ્છ જિનેં નહિ કહ્યો – એ દેશી.
૨૮. દેશી ગોડીની – રાગ ધનાશ્રી, રત્નસાગરના પ્રથમ પાવડાની દેશી.
૨૯. સાંસો કીધો શામળિયા – એ દેશી. રાગ ગોડી.
૩૦. ઈસ નગરીકા વણજારા – એ દેશી.
૩૧. મગધ દેશનો રાજ રાજેસર – એ દેશી.
૩૨. સુરસુંદરી કહે શિરનામી – એ દેશી, રાગ માલવ ગોડી.
૩૩. શાલિભદ્ર મોહ્યો રે – એ દેશી. રાગ મારૂ.
૩૪. કહેણી કહેણી ની દેશી. ડુંગરિયાની દેશી.
૩૫. જઈ લાવો બાંધવ પાણી – એ દેશી. રાગ સામેરી.
૩૬. રજની ન જાવે રે – એ દેશી. રાગ કેદારો.
૩૭. વીરમાતા પ્રીતિકારિણી – એ દેશી. રાગ મલાર.
૩૮. રામ ભણે હરી ઉઠીએ – એ દેશી. રાગ મલાર.
૩૯. ચક્રાયણાની દેશી – રાગ કેદારો.
૪૦. છોડ તું મંદિર સ્વામીઆ – એ દેશી.
૪૧. નળરાજા સુજને મુકી કયાં ગયો – એ દેશી. રાગ મેવાડો.
૪૨. ચઢ્યો રે સિંધાસણુ સાર – એ દેશી. રાગ ધનાશ્રી.
૪૩ થરથર કંપતી રે – એ દેશી. રાગ મેવાડો.
૪૪. દીઠો દીઠો રે વાંમાકો – એ દેશી. રાગ ધનાશ્રી.

બારમી સદીમાં શ્રી શાલિભદ્રસૂરિએ અને પંદરમી સદીમાં શ્રી ગુણ-રત્નસૂરિ, શ્રી જિનસાધુસૂરિ અને શ્રી તેજવર્ધમુનિએ પણ 'ભરત બાહુ-બલિ' ઉપર રાસો રચ્યા છે. આમ કાવ્યરચના માટે તે એકથી વધુ જૈન કવિઓનો પ્રિય વિષય બનેલો છે.

**૧૦. સમકિતસારરાસ.**

આ રાસ કવિએ સમ્યકત્વ-બોધિ-શ્રદ્ધા-સાચી દૃષ્ટિ શું છે તે સમ-

જાવવા રચ્યો છે શ્રાવકના બાર વ્રતનાં મૂળ રૂપ આ સમ્યકત્વ છે. સદ્દેવ, સદ્‌ગુરુ અને સદ્ધર્મ ઉપર પ્રીતિ થવી –આત્માને સત્ય સ્વરૂપે જાણવો– સત્ય તરફ દૃષ્ટિ થવી, સત્યને જીવનમાં ઉતારવુ, તેનુ નામ સમ્યકત્વ આ કૃતિ હજુ અપ્રગટ છે સમયસુદર આદિ અન્ય જૈન ગુજરાતી કવિઓ એ પણ આ જ વિષય ઉપર કૃતિઓ રચી છે

૧૧ ક્ષેત્રસમાસરાસ

જૈન ભૂગોળ જેવા ગહન વિષય ઉપરની આ કૃતિ અપ્રગટ છે

૧૨ ઉપદેશમાલારાસ

આ રાસ મહાવીરસ્વામી હસ્તદીક્ષિત શિષ્ય ધર્મદાસગણિએ રચેલ પ્રાકૃત ગ્રથ 'ઉપદેશમાલા' ઉપરથી રચાયેલો છે એમ કવિ પોતે તેમા જણાવે છે

'એણિ પરિ ઓવિયા ગણિ ધરમદાસ જે, ગ્ર થ ઉપદેશમાના જ કીધો
તેહ રાસ રચિઉ બહુ ભાતિસ્યુ, તેહ ભણિ વિબુધ જનમાહિ પ્રસિદ્ધો'

તેના વિષે તેની અ ત – પ્રશસ્તિમા કવિ કહે છે 'સરળ વળી વીરના નામથી નીપનો'. આમ કવિના અભિપ્રાયે એ રાસ સરસ બન્યો છે. તેમા ગૃહસ્થ તેમ જ સાધુના આચાર ઉપર ચર્ચા વિચારણા આવે છે એ ગ્ર થ પણ અપ્રગટ છે

૧૩ હિતશિક્ષારાસ

સદ્‌ભાગ્યે આ રાસ ભીમશી માણેક, મુબઈ, તરફથી ઈ સ ૧૮૯૫મા પ્રસિદ્ધ થયેલ છે ૫ દરમી સદીના રત્નશેખરસૂરિકૃત 'શ્રાદ્ધવિધિ' અને અપભ્ર શ કૃતિ 'ઉપદેશરસાયનરાસ'ની પ્રણાલિકા અનુસાર જૂની ગુજરાતીના બારમી સદીના ગુજરાતી કવિ શાલિભદ્રસૂરિએ 'બુદ્ધિરાસ' નામનો સુદર ઉપદેશાત્મક લોકપ્રિય ગ્ર થ રચ્યો છે એ જ પ્રણાલિકાને અનુસરીને પાછળથી રત્નમ દિરગણિની 'ઉપદેશતર ગિણી' (૧૪૬૨), સ વેગસુદરનો 'સારશિખામણ રાસ' (૧૪૯૨), હેમરાજકૃત 'બુદ્ધિરાસ' (૧૫૭૪) અને ઋષભદાસનો આ 'હિતશિક્ષારાસ' અને હીરા (હીરાન દ)નો 'ઉપદેશરાસ' આદિ ગ્રથો રચાયા છે. ઓગણીસમા શતકમા પણ ઉપાધ્યાય વીરવિજયે 'હિતશિક્ષા છત્રીસી' રચી આ પ્રણાલિકા ચાલુ રાખી છે

ઋષભદાસનો હિતશિક્ષારાસ સ સ્કૃત ગ્ર થ 'હિતોપદેશ'ની યાદ આપે તેવો છે તેમા પ્રથમ સરસ્વતીની સ્તુતિ કરી પછી જ્ઞાનનો મહિમા ગાવા ગુજરાતીમા ઉતારી કવિએ વિદ્યા વિષેના જાણીતા સ સ્કૃત સુભાષિતોને

પોતાના વેપાર અને શરાફી અનુભવને પણ વણી લઈ ઘડાઈ ગયેલા પણ સુવાચ્ય છાપવાળા સિક્કાઓનુ આપેલુ નીચેનુ દષ્ટાંત ખરેખર મૌલિક અને આકર્ષક છે

'લક્ષ્મી પણ જુગ તો શોભતી, જો ઉપર બેઠી સરસ્વતી,
નાણા ઉપર અક્ષર નહિ, તે નાણુ નવિ ચાલે કહિ
જિહા અક્ષર તિહા મહત્વ બહુ, ઉત્તમ અગને પૂજે સહુ'

સાથે સાથે અત્રે કવિએ સરસ્વતીનો મહિમા પણ ગૂઢ અને ઉત્તમ રીતે ગાયો છે ત્યાર પછી આ રાસમા ચર્ચવાના વિષયો કવિ પ્રારભમા જ જણાવી દે છે – નીતિશાસ્ત્ર, ચરિત્ર (તેના પ્રકારો), વૈદક શાસ્ત્ર, જ્યોતિષ, સાધુધર્મ, સ્વપ્નવિચાર, ભોજનવિધિ, સ્નાનવિધિ, (અ ઘોલ), લજ્જા અને મૌન, કેમ બોલવુ, ભોગ ભોગવવાની રીત, શુભ કરણી, ગર્ભના ભેદ, ગૃહસ્થના (શ્રાવકના) ધાર્મિક કાર્યો અને ગુણો – આટલા વિષયોનુ કવિએ આ રાસમા વિવરણ કર્યુ છે.

કવિએ પ્રથમ વર્ણવેલા નીચેના ગૃહસ્થના-(શ્રાવકના) પાત્રીસ ગુણ પ્રત્યેક માનવીને લાભદાયક બને તેવા છે (૧) શુદ્ધ વ્યવહાર (૨) શિષ્ટાચાર (૩) કુળાચાર (૪) અન્ય ગોત્રમા લગ્ન (૫) દેશાચાર (૬) રાજાદિની ગુપ્ત યા પ્રગટ નિંદા ન કરવી (૭) સારો પડોશ અને રહેઠાણુ (૮) સારી સોબત (૯) માતાપિતા અને ગુરુ પ્રત્યે આદરમાન (૧૦) ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ (૧૧) નિંદાપાત્ર કાર્યનો ત્યાગ (૧૨) આવક પ્રમાણે જાવક (૧૩) યોગ્ય પહેરવેશ (૧૪) આઠ પ્રકારની બુદ્ધિની ખીલવણી (૧૫) ધર્મ કથાશ્રવણ (૧૬) અજીર્ણ થતા ભોજનનો ત્યાગ (૧૭) સમયસર અને મિત ભોજન (૧૮) ધર્મ અર્થ અને કામની સાધના (૧૯) અતિથિ, સાધુ અને દીન મનુષ્યો પ્રત્યે ઉચિત વર્તન (૨૦) કોઈના ખોટા પ્રભાવથી અ જાવુ નહિ તે (૨૧) ગુણીજનનો આદર (૨૨) અકાળે બહાર ન જવુ (૨૩) મર્યાદા સ્થાનથી બહાર ન જવુ (૨૪) પાપના કાર્યોથી અળગા રહેવુ (૨૫) જ્ઞાનવૃદ્ધનો આદર (૨૬) સ્ત્રી આદિને બધનમા ન નાખવા (૨૭) દીર્ઘદષ્ટિ (૨૮) વગર વિચાર્યુ કામ ન કરવુ (૨૯) કૃત્યાકૃત્યનો વિવેક કરવો (૩૦) પારકાનો ઉપકાર ન ભૂલવો (૩૧) વિનય (૩૨) કુલન જ્જા સાચવવી (૩૩) દીન ઉપર દયા, સૌમ્યતા અને કોમળ વચનો (૩૪) પરોપકાર અને (૩૫) આતરિક વૈરીઓ (કામ, ક્રોધ, માન અને લોભ)નો ત્યાગ કરી પાચે ઈન્દ્રિયોને કાબૂમા રાખવી

આ પછી ચૌદમી સદીના રત્નશેખરસૂરિકૃત સસ્કૃત ગ્રથ 'શ્રાદ્ધ

વિધિ'ના આધારે કવિ શ્રાવકની-ગૃહસ્થની 'દિનકરણી' (Daily Duties) નું વર્ણન કરે છે. પૃ. ૧૮ સુધીનું એ વર્ણન સાંપ્રદાયિક છાંટવાળું હોઈ જૈનેતર વાંચકને ઓછું આકર્ષક લાગશે છતાં તેમાં કવિએ કેટલાંક નીચેનાં સુંદર સુભાષિતો આપ્યા છે જે વાચકમાત્રને આકર્ષે તેવાં છે.

(૧) રાતિ ગમાઈ સોવતેં, દિવસ ગમાઈ ખાય,
હીરા જેવો મનુષ્યભવ, કવડી બદલે જાય.

(૨) જાવ જીવ ધન મેલિયું કોઈ ન આવે સાથ,
ધન મુકીને ચાલિઓ, ભૂમિ પડયા બેઉ હાથ.
પુહવી નિત્ય નવેરડી, પુરુષ પુરાણા થાય,
વારે લહે આપણે, નાટક નાચી જાય.
પુહવી રંગ વિરંગણી' કદિ નવી પુગી આશ,
કેતા રાય રમાડિયા, કેતા ગયા નિરાશ.

(૩) ચાલ્યો જાય સાથ, કો કોને પડખે નહિં,
વાવરી લેજો હાથ, વા'રે વહે તે આપણે,
ગઈ સવાર વહેય, વાર સબલી આવે નહિં,
હિયડા હાથ ધસીસ, બેઠો વડ કલિયો થઈ,
જવ લગે રોગ જરા નહિં, જવ લગે ઈંદ્રિ પરગ્ગ
દશવૈકાલિક માંહિ કહ્યું, તવ લગે કીજે ધર્મ.
જે દીજે કર આપણે, વાહે જડ ફ્રડરો હત્ય,
બલિ હરિચંદહ રાવણો, જોવન હુવે અવત્ય.
હું તે મૂરખ ચેત ધન, ન ધરિશ છાનું રેક,
સોવન કોડી સતોરણી, રાવણ મૂકી લંક.
યૌવન કવન ન છેતર્યું, સુખે કવણુ ન ખધ્ધ,
લોભી કવણુ ન વાહિયો, કાલે કવણુ ન દદ્ધ.

(૪) શાસ્ત્રભાવ પંડિત લહે, ન લહે મૂઢ અજાણ,
ચંદ્રકાંત અમૃત ઝરે, ન જરે બીજા પાષાણ,
ભમરો જાણે રસ વિરસ, જે સેવે વનરાય,
ગુણ શું જાણે બાપડો, શૂકાં લક્કડ ખાય.

(૫) પથ્થર સરિખા નરા, તે નવિ બૂઝે કાંહી,
માની મુરખ આંગલેં, ધર્મ ન કહેવો પ્રાહિ,
અંધેકું કયા આરસી, બહિરેકું કયા બાત,
જો સમજાવે અજાણકું, સામો હોય સંતાપ.

ટપલો સરાણે ચઢાવતાં, આરિસો નવિ થાય,
રકત દુષ્ટ મુરખ નરા, પૂર્વવ્યુદ્ગ્રહિયા જાસ,
ધર્મયોગિ ચારે નહિં, કથા ન કહેવી તાસ.

આ પછી ગુણ વગરના દુષ્ટને, રોગીને, મુરખને અને પુર્વગ્રહવાળા મનુષ્યને ઉપદેશ નહિ આપવા વિષે અનુક્રમે રાચી સુભટ (જે પોતાના ઉપર નિસ્વાર્થ પ્રેમ રાખનાર ગુણવાન સુરંગી સાથે વાત પણ ન કરતો અને તેને ઘરની બહાર કાઢી મૂકી, શીલ અને પ્રીતિનો ડોળ કરતી કુરંગીના અવગુણને પણ ગુણ માની તેના ઉપર જ રાચતો), 'દુષ્ટ જીરણ પટેલ', 'મુરખ વિપ્ર', (ઘરડો મૂર્ખ વિપ્ર અને તેની શીલહીન યુવાન પત્ની તથા નિશાળિયો ગોવીંદ) અને 'પૂર્વવ્યુદ્ગ્રહિત રાજાનો અંધ પુત્ર અને કુબુદ્ધિ મંત્રી'ની ઋષભદાસે આપેલી સુંદર નીતિકથાઓ સંસ્કૃત હિતોપદેશની યાદ આપે તેવી છે. તે ચારે કથાઓ ઋષભદાસની ચાતુરી અને કલ્પનાશક્તિનો સુંદર ખ્યાલ આપે છે.

ઉપર્યુક્ત ચારે કથાઓમા કેટલાક સુંદર સુભાષિતો છે, જેવાં કે –

(૧) જશ ઘર મહિલા મંત્રણ, દુર્જન કેરી શીખ,
સજ્જન સાથે રૂપણ, એ ત્રણ માંગે ભીખ.

(૨) મન મેલા મુખ ઉજલા, તે નર મુહ મ દીઠ,
પોત વિહુણે લુગડે, આલે ગમે મજીઠ.

(૩) કુબુદ્ધિ કડુઓ લીંબડો, મન્તિયો આમા સાથ,
અંબ ધરે રંગ લિંબનો, કોય ન ઝાલે હાથ.

(૪) રે પર્વત બાપડા, વાસન વાસ મહેસ,
આપ ધસવે પર દહે, નિગુણા કાહુ કરેસ.

ત્યારપછી 'જે પુરૂપ ઉત્તમ હોય, થોડે વચને બુઝે સોય', એટલે જે ઉત્તમ પુરૂષો હોય છે તે થોડા શબ્દોથી બોધ પામે છે તે જણાવવા માટે ભરત ચક્રવર્તી આદિ મહાપુરુષોના દષ્ટાંત આપતાં રાજપ્રશ્નીયસૂત્ર (રાયપસેણીયસુત્ત)[૬૧]માથી લીધેલું કેશી ગણધર અને પરદેશી રાજાનું દષ્ટાંત[૬૨] કવિએ વિસ્તારથી આપ્યું છે. જૈનોના ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથ ભગવાનના ગણધર કેશી મુનિ પરદેશી રાજાના મનનો 'આત્મા નથી' એ સંદેહ દૂર કરી નિશ્ચયપૂર્વક 'આત્મા – (જીવ) છે' એ સુંદર દષ્ટાંતોથી સમજાવે છે અને તેનાથી પ્રતિબોધ પામી પરદેશી રાજા પોતાના આત્માનું કલ્યાણ સાધે છે. પ્રસંગોપાત કવિ કહે છે કે જે ઉપદેશક 'કહે

તેવુ આદરે' તે જ તરે છે –

'સભામાહિ નર બોલે જિસ્યુ, એકાંત હામે ભાખે તિસ્યુ,
લોક દેખતા જેહવુ કરે, એકાંતિક તેહવુ આદરે
ગોવત જાગત સરિયુ ધ્યાન, કરે વખાણ તસ આચુ જ્ઞાન,
હિતશિક્ષા એ રૂપજે કહી, ધર્મકથા સાભળવી સહી,
શક્તિ હોય તેવુ આદરે, કરયા વિના જગ કો નવિ તરે'

કારણ કે ક્રિયા (આચરણ) વિના જ્ઞાન નકામુ છે

જ્ઞાન લહ્યુ અતિ નિર્મલુ, ન કરે જે કિરિયા,
તે સસારે પડયા રહ્યા, નવિ દીસે સરિયા  જ્ઞાન૦
ભોગતણી વાતે વલી, કાંઈ સ્વાદ ન આવે,
જાણે તરી પણ નાવિ તરે, તે તો ઉડો જાવે  જ્ઞાન૦
જ્ઞાન કિસ્યુ ચારિત્ર વિના, કિરિયા કરે તે પારુ,
શુકનપક્ષી તેહને કહુ, ભવિ આતમ તારુ  જ્ઞાન૦

આ પછી કવિ ગુરુવદનવિધિ, બજારમાથી આવી ઘરમા પ્રવેશવાની વિધિ અને દાતણ કરવાની વિધિનુ વર્ણન કરે છે કવિ એ પણ જણાવે છે કે –

મોજે સ્વર બેસેને સાસ, તૃપાવત અજીરણ ખાસ,
શિર હિયડુ લોચન મુખપાક, દુખે કાન નહિ દાતણ ભાખ

મોમા મોજે આવ્યો હોય, સ્વર બેસી ગયો હોય, શ્વાસ ચઢતો હોય, બહુ તૃષા લાગી હોય, અજીરણ થયુ હોય, માથુ, હૃદય, અને આખ દુખતા હોય, મોઢામા પરુ આવતુ હોય અને કાન દુખતા હોય તો દાતણ કરવુ નહી વળી

'શુકે મુખને તરડે હોઠ દાત દુખતા દુખ જરા મોટ
સ્વરનો ભગ થતો હોય જિસ્યે, તેન કોગળા ભાખ્યા તિસ્યે'

મુખ સૂકાતુ હોય, હોઠમા તરડો પડતી હોય, દાત પુષ્કળ દુખતા હોય અને બોલતા જીભ અટકતી હોય તો તેનના કોગળા કરવા વળી

'રોગ તાવ ને ત્રીજી જરા, તેહને દાતણ નહિ શુભ કરા'

જેને કોઈ રોગ હોય, તાવ આવ્યો હોય અથવા ઘડપણ હોય તેણે દાતણ કરવુ ફાયદાકારક નથી. 'વિષ્ણુભક્તિચન્દ્રોદયસાર' નામના ગ્રથમા દાતણનો વિધિ જણાવ્યો છે, તેમાથી કવિએ આ વિચાર લીધા છે એમ કવિ જણાવે છે ('વિષ્ણુભક્તિચદ્રોદયસાર, તિહા દાતણનો લહ્યો વિચાર')

વળી આગળ આવતો 'શ્રમનો મહિમા' નોંધપાત્ર છે –

'થઈ હુશિયાર શ્રમ જ કરે, તન હલવુ થાય,
સમરથ કાર્ય તેણે વિશે, દુખ શમી શકાય
અગ્નિ વૃદ્ધિ હોયે ઘણી, વલી જરા ન આવે,
ભોજન તાસ પચે સહી, જે સઘલુ ખાવે
થૂલપણુ તેહનુ ટલે, થિર હોયે મ સો,
વૈરી તમ ચપે નહિ, હુશીયારી હ સો.

આ પછી કવિ 'તેલમર્દનના ફાયદા' જણાવે છે.

'તેલે મર્દન નિત્ય કહ્યુ, જેણે જરા ન આવે,
વાયુ વિશિરે તે સમે, થાક ઉતરી જાવે
દષ્ટિ તેજ વાધે ઘણુ, પુષ્ટો પણ થાય,
મસ્તક કાને ચોપડતો, વિશેષથી વલિ પાય

તેલમર્દનના ફાયદા જણાવતા કવિ આગળ કહે છે કે ખોરાક કરતા દૂધ પીવાથી આઠગણુ બળ પ્રાપ્ત થાય છે તેનાથી આઠગણુ પાક ખાવાથી મળે છે, તેનાથી આઠગણુ ઘીથી અને તેનાથી પણ આઠગણુ બળ તેલ ચોળવાથી પ્રાપ્ત થાય છે તેલમર્દનનો બીજો ફાયદો એ છે કે તેનાથી નાના બાલકથી માડી વૃદ્ધ પુરુષ સુધી સર્વના રૂપ અને રગમા પણ વધારો થાય છે કવિએ આગળ જણાવ્યુ છે તેમ ફક્ત રોગી પુરુષને તેલમર્દન ફાયદાકારક નથી આ પછી અઘોલ સ્નાનની વિધિ જણાવી છે ત્યારબાદ જિનપૂજાવિધિ જણાવી છે જે સાપ્રદાયિક પ્રકારની હોઈ જૈનેતર વાચકને ઓછી રસપ્રદ લાગશે આ પછી જૈનધર્મના દષ્ટાતો સહિત દાનધર્મના અભય, સુપાત્ર, કીર્તિ, ઉચિત અને અનુકપા એમ પાચ પ્રકાર વર્ણવ્યા છે ત્યારપછી ભોજનવિધિ વર્ણવી છે તેમા કોઈને આપ્યા વિના જમવુ નહી એ સનાતન આર્યસસ્કૃતિની ભાવના બતાવી છે વળી આરોગ્યની દષ્ટિએ –

'તરસ્યો જિમે તો ગોલો થાય, ટાઢુ જિમે તો હોયે વાય,
ન્ધુશકાએ પાણી પીએ, ભગદર રોગ તે અગે લિયે
અજીર્ણમાહે ભોજન જેહ, વિષ સમાન નર કહિયે તેહ,
વળી પરોઢિયો સધ્યાકાળ, રાતે જમે તે મૂરખ બાલ'
અતિ ઉનુ તે બલને હરે, અતિ ટાઢુ તે વાયુ કરે
ખાટુ ખારુ તેજ અપગણે, અતિ કામી જીવિતને હણે

આ પછી પાન ખાવાની, હજામત-ક્ષૌરકાર્યની (જે આજના જમાનાની દૃષ્ટિએ અતિ રૂઢિચુસ્ત માલુમ પડશે), વસ્ત્રાદિ પહેરવાની, પગરખાં પહેરવા અંગેની, હાથમાં છત્રી કે દંડ (લાકડી) રાખવાનો (તે જમાનામાં હાથમાં દંડ-લાકડી રાખવી એ ગૃહસ્થનું એક ભૂષણ મનાતું), વગેરે વિધિ આવે છે ત્યારબાદ, આદર્શ રાજાના ગુણો કેવા હોવા જોઈએ એ જણાવે છે આદર્શ રાજા ઉપર કવિ 'યશોધર રાજા અને વત્સસહિત ગાય બની તેની પરીક્ષા કરતી રાજ્યની અધિષ્ઠાયક દેવી'નું (હિતોપદેશની કથાઓની યાદ આપતું) સુંદર દૃષ્ટાંત આપે છે એ જ પ્રમાણે આદર્શ પ્રધાન અને આદર્શ વણિક કેવો હોવો જોઈએ તે પણ કવિ જણાવે છે પ્રસંગોપાત્ત વ્યાપાર, વિદ્યા, ખેતી, પશુપાલન, વિજ્ઞાન નોકરી અને ભિક્ષા એ સાત આજીવિકાના સાધનો છે એમ કવિ જણાવે છે વૈદકનો ધંધો લાભદાયક પણ સારો નથી કારણ કે વૈદ હંમેશા ઘણા રોગ ઉત્પન્ન થાય એમ ઈચ્છે છે અને દરિદ્રીનું ધન પણ લૂંટે છે એમ કવિ જણાવે છે તે જ પ્રમાણે સુભટ યુદ્ધ ઈચ્છે છે અને યજમાન મરણ ઘણા થાય તેમ ઈચ્છે છે માટે તે ધંધા પણ સારા નથી એમ કવિ જણાવે છે વળી કવિ આજીવિકા રળવાના ચાર પ્રકાર નીચે પ્રમાણે પાડે છે

બુદ્ધિ કરે તે ઉત્તમ હોય હાથે કરે તે મધ્યમ જોય
અધમ જીવ પાયે આદરે, અધમાધમ તે માથે કરે'

ભિક્ષા ઉપર વિચાર દર્શાવતા કવિ કહે છે કે સાધુમુનિને ભિક્ષા એ ભૂષણરૂપ છે પણ ગૃહસ્થને તો તે લાછનરૂપ છે

સર્વથી હનકું તૃણખનું તેહથી આકતૂલ રે,
યાચક હનવો તેહથી સદા અનુકૂલ રે

કવિએ વણિકને પ્રમાણિકપણે વેપાર કરવાની તથા મન નિર્મળ રાખવાની હિતશિક્ષા આપી છે (પૃ ૭૭-૭૮ તથા પૃ ૮૯) નરભદાસ પોતે શુદ્ધ વહેવારી વણિક હતા એટલે તેમણે વણિક-વેપારીને આપેલી એ શિખામણ પણ યથાર્થ છે 'પાકો વાણિયો' એ કાવ્ય ખંડ (પૃ. ૧૬૨-૬૩)માં કવિએ વણિકની બીજી બાજુ પણ દર્શાવી છે (આ વિશે વધુ વિગતવાર માહિતી મારા મહાનિબંધના 'સમાજદર્શન' ના છઠ્ઠા પ્રકરણમાં આપી છે)

કવિએ આપેલી અને આદરેલી એ શિખામણ વેપારી માત્રને ઉપ

યોગી નીવડે તેવી છે 'સર્વથી હલકુ તૃણખતુ, તેહથી આકતૂન રે,' 'પાઘડી સાથે ગાભો' 'દૂધ બિલાડી' અને 'વૈરી વીછી વાણિયો' ના કવિએ આપેલા દષ્ટાતો પણ નોંધપાત્ર છે વળી લક્ષ્મી ઘણા કૂડકપટ કર્યા પછી પ્રાપ્ત થાય છે તેમ જણાવતા કવિ કહે છે

> 'વ્યાપારે પાપ અનેકો રે, કાઇ આણો પુરુષ વિવેકો,
> ભમતો પરદેશે જાય રે, વ્યહાર શદ્ધિ કીસી નવિ થાય
> ગલે જીવતી માખી મૂકે રે, લખ મોય કરતા કૂડો રે,
> દાણચોરી કરતા જાયે, હાથ ગાય તણે ગલે વાહે,
> લીયે સોનુ દીયે માટી રે ઋણ વણજે સદગતિ નાઠી રે'

અને તેથી સમજુ પુરુષે વેપારમા પ્રાપ્ત કરેલા દ્રવ્યમાથી થોડુ વણુ પણ દાન કરવામા ખર્ચવુ જોઈએ એમ કવિ જણાવે છે આ પછી બુદ્ધિપૂર્વક વેપાર કરવા માટે કવિએ જીર્ણદત્ત અને તેનો પુત્ર ભોળો' નુ સુદર દષ્ટાત આપ્યુ છે તેમા લક્ષ્મી મહિમા' 'સાચો મિત્ર' અને સુખદુ ખ' આદિ કાવ્યક ડિકાઓ ખાસ આકર્ષક છે ત્યાર પછી ઉત્તમ લહેણદાર ઉપર 'ભાવડ–જાવડ' નું બીજુ સુદર દષ્ટાત આવે છે ભાવડ શેઠની પત્નીને પોતાને મરણયોગવાળા પુત્રો થશે તેવુ સ્વપ્ન આવે છે પ્રથમ તેને એક પુત્ર થાય છે મૃતપ્રાય જાણી ભાવડશેઠ તેને મા નણુ નદીને કિનારે લઇ જઇ એક સૂકા ઝાડ નીચે મૂકે છે પણ ત્યા તો બાળક તરત જ રડે છે અને પછી ખૂબ હસે છે (બાલક રોયો તે એમ બતાવે છે કે તે ભાવડશેઠનો એક લાખ સોનામહોરનો લહેણદાર હતો અને હસ્યો તે એમ બતાવે છે કે ભાવડશેઠ મૂરખ બનીને તેની પાછળ એક લાખ સોનામહોર નહિ ખરચે તો તેમનુ વણુ બૂરુ થશે) આથી ભાવડશેઠ તેને પોતાના ઘેર પાછો લઈ જાય છે અને તેનો જન્મોત્સવ કરી એક લાખ સોનામહોર ખર્ચે છે પછી છઠ્ઠે જ દિવસે તેનુ મૃત્યુ થાય છે તે જ પ્રમાણે ત્રણ લાખ સોનામહોરના પૂર્વઋણાનુબધવાળો બીજો પુત્ર તેમને ત્યા જન્મે છે તેને પણ પૂર્વવત્ જ ગનમા મૂકવા જતા તે પણ રડે છે એટલે શેઠ તેને પણ પોતાને ઘેર પાછો લાવી તેના જન્મમહોત્સવ નિમિત્તે ત્રણ લાખ સોનામહોર ખર્ચે છે તેનુ પણ છઠ્ઠે દિવસે મૃત્યુ થાય છે હવે ત્રીજી વખત ઓગણીસ લાખ સોનામહોરના પૂર્વઋણાનુબધવાળો (દેણદાર–લહેણદાર નહિ) કચનવર્ણી કાયાવાળો ત્રીજો પુત્ર તેમને ત્યા જન્મે છે તેને પણ પૂર્વવત્ મૃતપ્રાય જાણી શેઠ જ ગનમાં મૂકવા જાય છે તે પણ ત્યા બોલે છે, એટલે શેઠ તેને ઘેર પાછો લાવે છે અને તેનુ 'જાવડ'

એવું નામ પાડે છે. તે યૌવનવયને પામે છે અને ઘણો ગુણવાન નીકળે છે. પોતાના માતપિતા મરણ પામતાં તે તેમની પાછળ ઓગણીસ લાખ સોનામહોર ખરચવાની પ્રતિજ્ઞા લે છે. નવ લાખ સોનામહોર ખરચી તે ઋષભદેવ, પુંડરીકસ્વામી (ઋષભદેવના પ્રથમ ગણધર-પટ્ટશિષ્ય) અને ચક્રેશ્વરીદેવીની ત્રણ મણિમય પ્રતિમાઓ બનાવરાવે છે. પછી શત્રુંજયનો ઉદ્ધાર કરી તે બિંબોની ત્યાં પ્રતિષ્ઠા કરાવી બીજી દશ લાખ સોનામહોર ખરચે છે. આમ તે પોતાનું ભાવડશેઠનું પૂર્વાનુબંધનું ઓગણીસ લાખ સોનામહોરનું દેવું ચૂકવે છે અને ઋણમુક્ત બને છે. કારણ કે આવા ઉત્તમ માણસને 'ઋષભ કહે દેવું નવિ ગમે રે, જેહને પોતે વિવેક રે.'

ઉપર્યુક્ત બંને બોધકથાઓ તેમ જ હવે પછી આવતી આવી અનેક કથાઓ પણ હિતોપદેશની યાદ આપે તેવી છે. 'ઉત્તમ લહેણદાર' વિષે પણ કવિના નીચેના વિચારો જાણવા જેવા છે.

'લહેણદાર વિમાસે ઈસ્યું', જે કઈ દેવા નહિ ધન કિસ્યું',
ઉત્તમ તે કાંઈ માગે નહિ, પાપ બાંધતું જાણે તહિં.
કહે મુકત હોજ્યો પુણ્યને કામ, વૈર ન બાંધે તેણે ઠામ'

મતલબ કે ઉત્તમ લહેણદાર ધનહીન માણસ પાસે તગાદો કરતો નથી કે તેની સાથે તે કારણે વેર બાંધતો નથી. વળી કવિએ 'ઉધાર નહિ લેવા વિષે' પણ શિખામણ આપી છે.

કલેશ વયર[63] વાધે રણ[64] થકી, આ ભવ પરભવ થાયે દુખી,
તે માટે આ ભવ દીજીયે, ઉધારે શ્યાને લીજિયે?

આ પછી 'સુખદુઃખ મનમાં નહિ આણવા વિષે' ના નોંધપાત્ર કાવ્યખંડમાં આવતો અંબવૃક્ષ અને પંડિત વચ્ચેનો ટૂંક સંવાદ ખરેખર આહ્લાદક છે.

અંબવૃક્ષ તરુવરમાંહિ સાર, ચિંતાતુર દીઠો એકવાર,
પૂછે પંડિત કાં અણમણા[65], ફાલ્ગુન માસ લિયા ગુણ ઘણા
કહે પંડિત ચૈતર વૈશાખ, ત્યારે ફૂલ હોશે તુજ લાખ
પર્ણ પંચવર્ણ હોયે તદા, તું પામીશ સઘલી સંપદા.'

સુખ દુઃખ મનમાં નહિ આણવા ઉપર 'નાગરાજ કોટિધ્વજ વણિક'નું દૃષ્ટાંત પણ આપ્યું છે. નાગરાજ પાટણનો કોટિધ્વજ વણિક હતો. તેની પત્ની મેલાદેવી જ્યારે ગર્ભવતી થઈ ત્યારે તે મૃત્યુ પામ્યો અને રાજાએ તેનું સઘળું ધન લઈ લીધું. પછી તે ધીબાકે પોતાને પિયર

ગઈ ત્યા તેણે અમારિપડહ વગડાવવાનો દોહદ ઉત્પન્ન થયો અને તેના પિતાએ તે પૂર્ણ કર્યો ત્યારપછી તેણે આનદપૂર્વક એક પુત્રરત્નને જન્મ આપ્યો જેનુ નામ 'અભય'ના દોહના ઉપરથી આભડ પાડવામા આવ્યુ. તે પાચ વરસનો થયો એટલે નિશાળે ભણવા ગયો. ત્યા લોકો એને જ્યારે નબાપો કહેવા લાગ્યા ત્યારે પોતાની માતાને પૂછીને તે પાટણ ગયો ત્યા (પિતાની) ધરતીમાથી તેને ધન જડયુ અને પછી તે લાછવદે નામની સ્ત્રીને પરણ્યો અને તે પણ એક કોટિધ્વજ બન્યો. તેની પત્નીએ પણ ત્રણ પુત્રોને જન્મ આપ્યો. કર્મસજોગે પાછો તે નિર્ધન બન્યો એટલે પુત્રોને લઈ પત્ની પિયર ચાલી ગઈ. પોતે ચામડાની એક કોથળી ઘસી જીવનનિર્વાહ કરવા લાગ્યો જવ લાવી, જાતે દળી, જાતે રાધીને તે દરિદ્રપણામા પોતાના દિવસો વિતાવવા લાગ્યો. અત્રે કવિએ 'દૈવની અવળી ગતિ,' 'સુખમા અભિમાન ન કરવા વિષે' અને 'લક્ષ્મી કોઈની થઈ નથી' એ ત્રણ સુદર બોધદાયક કાવ્યખડો આપ્યા છે.

'ક્ષણ ખાડો ક્ષણ પાટલો[૬૬] ક્ષણ લાબો ક્ષણ લીહ,[૬૭]
દૈવે ન દીધા ચદને,[૬૮] સવે સરીખા દીહ

આમ લક્ષ્મી આભડને છોડી જતા મૂર્ખ લોકો વિસ્મય પામે છે પણ આભડ હેમચદ્રાચાર્ય પાસે નવ લાખથી અધિક ધન નહિ રાખવાની પ્રતિજ્ઞા કરે છે (દ્રવ્યપરિમાણવ્રત લેછે) અને લોકો તેની હાસી કરે છે પછી તેની પાસે થોડા પૈસા હતા તે આપીને પોતાની પત્ની લાછવદે પાસેથી તેણે તેના કઠમા ઈદ્રનીલ હતા તે લીધા તેના ઘણા મણકા બનાવ્યા અને એકેક મણકો લાખ લાખમા વેચ્યો એમ કરતા તેનુ ધન પાછુ વધવા લાગ્યુ અને તે પાછો કોટિધ્વજ બન્યો અને તેના પુત્રો પત્ની આદિ આવીને તેને પગે પડયા. અત્રે કવિ કહે છે કે ધન તો સાહસિકને મળે છે અને લક્ષ્મી સત્યની દાસી છે.

'સાહસિયા લછી મિલે, નહુ કાયર પુરુષાહ,
કાને કુડલ રયણમય, કાજલ લહે નયણાહ
સતિયા સત્ય ન છોડિયે, સત્ય છોડે પત જાય,
સતકી બાધી લછમી, બહોત મિલેગી આય
ભમરા ભાખર દાડલા, લાભી ચઢીને ઠેલ,
કાલે કેતકી ફૂલશે, વતી થાશે રગરેલ.' (પૃ ૯૬)

કોટિધ્વજ થયા પછી આ આભડશેઠે અઢાણુ લાખ રૂપીયા શત્રુકાર

મંડાવવા, પુસ્તકો લખાવવા, મંદિરોનો જીર્ણોદ્ધાર કરાવવા વગેરે પુણ્ય-કાર્યોમાં ખરચ્યાં અને પોતાનું ચોરાસી વર્ષનું આયુષ્ય પૂર્ણ થતાં અંતકાળે પોતે એક કરોડ નહિં પણ અઠ્ઠાણું લાખ રૂપિયા જ ખરચ્યા છે તે જાણી તેને મનમાં દુઃખ થયું. તે વખતે તેના પુત્રે બીજા દશલાખ ખરચ્યા અને વધુ આઠ લાખ ખરચવાની પ્રતિજ્ઞા લીધી. આ સાંભળી સમાધિપૂર્વક મરણ પામી આભડશેઠ સ્વર્ગે ગયા. કવિ કહે છે કે આભડશેઠની કથાનો બોધ છે :

સંતોષી નર સદા સુખી.

'તે માટે ધન જાયે જદા, ધૈર્ય ન મૂકો માનવ તદા,
નવિ પામો તોહી ન ધરો રોષ, ઋષભ વડો જગમાંહિ સંતોષ.

દુહા

'પવન ભખંત પુષ્ટા અહિ, તૃણચર પુષ્ટ ગયંદ,
સંતોષે તાપસ સુખી, ખાતા વનફલ કંદ.
મીઠો કડવો લીંબડો, જે આપણડે દેશ,
દ્રાખેં મંડપ મોરિયા, શું કીજે પરદેશ.
દેખી રિદ્ધિ પિયારડી, મત્સર તું મ કરેશ,
વાવ્યું જે ભવ આગલે, આણે તેહ લુણેશ.

કવિએ ધનવાનના નિર્દયપણું, અહંકાર, પાત્ર પ્રત્યે અપ્રીતિ, કટુવાણી, લોભવૃત્તિ આદિ દોષો પણ બતાવ્યા છે. આ પછી સાચો ધનવાન, નાના મોટા માણસો પ્રત્યે કેમ વર્તવું, જુગારીના ઘરની બૂરી દશા, ન્યાયોપાર્જીતદ્રવ્ય-વાળાના ઘરની સુખી દશા, મત્સર ન કરવો, મેલા અને ચોખ્ખા મનવાળા મનુષ્યો (તે ઉપર ચામડાનો વેપારી અને ઘીનો વેપારી એ બે મિત્રો અને રસોઈયણ', તથા 'પ્રસન્નચંદ્ર રાજર્ષિ' અને 'તંદુલા મત્સ્ય'ના ટૂંક દ્દષ્ટાંતો), વેપારીએ પરવંચના કર્યા સિવાય ચોખ્ખું મન રાખી વેપાર કરવા વિષે (તે ઉપર 'લોલાક શેઠ અને શુદ્ધ વ્યવહાર રાખી પ્રમાણિકપણે વેપાર કરવાની સલાહ આપનાર તેમની પુત્રવધુનું દ્દષ્ટાંત), દુષ્ટ નરોના ચાર પ્રકાર, 'કૂડી સાખ દિયે નિશદિસ, ઘણો કાલ રહે જસ રીસ, વિશ્વાસઘાતી કૃતઘ્ની જેહ' એટલે (૧) હરહંમેશ ખોટી સાક્ષી પૂરનાર (૨) લાંબા સમય સુધી રીસ રાખનાર (૩) વિશ્વાસઘાતી અને (૪) કૃતઘ્ની. વિશ્વાસ-ઘાતી અને કૃતઘ્ની ઉપર 'જંગલમાં ભૂલો પડતાં આશ્રય આપનાર દૈવી વાનરનો વિશ્વાસઘાત કરતાં ગાંડો બની 'વિશમેરા' 'વિશમેરા' લવતાં

અને પછી સાઞ્જા થતા 'નદરાજાના પુત્ર'નુ દષ્ટાત વગેરેનુ કવિ વર્ણન કરે છે

કવિ પ્રશ્ન ઉપસ્થિત કરે છે કે–

ન્યાયે રહ્યા નર દીસે જેહ કા દુખિયા જગમાહે તેહ,
અન્યાયી સુખીયા તે કાઈ, લીન કરતા દીસે આહી '

(પૃ ૧૦૭)

અને પૂર્વકર્મના કારણે આમ બને છે તેમ જણાવી કવિ પાપપુણ્યના જુદા જુદા પ્રકારો સમજાવે છે અહીયા કવિ જૈન ધર્મનો કર્મસિદ્ધાત ટૂકમા સમજાવવાની તક પણ ઝડપી લે છે

ઉપર્યુક્ત સવાલનો જવાબ આપતા કવિ કહે છે

'ન્યાયે દુખ તે પૂરવ પાપ, આગન સુખ ભોગવશે આપ,'

અને અન્યાયી 'પામે સુખ તે પૂરવ કર્મ' પૂર્વના પુણ્યથી અન્યાયી સુખપામતા જણાય છે પણ પછીથી અન્યાયના પાપે તે દુખી થશે આ પછી 'સત્યવાદી' ઉપર ચોરાસી હજાર સોનામહોરના માલીક દિલ્હીના 'મોહન સિહ' વાણિયાનુ અને ચોરોએ પકડયા છતા સત્ય બોલતા જગતચદ્ર સૂરિનો શિષ્ય ખભાતના વણિક 'ભીમ'ના દષ્ટાતો આપી કવિ કહે છે

'ચાવો સત્યના પાનડા, મૂકી અસત્યના પાન'

આ પછી કવિ ગુણવાન નોકર અને સુમિત્ર રાખવાની શિખામણ આપે છે સુમિત્ર ઉપર કવિએ પચાખ્યાનમાથી લીધેલુ યૂથહસ્તી અને હિરણ્યગર્ભ ઉદર' નુ દષ્ટાત આપ્યુ છે તે પછી—

'મિત્ર ધરે ધન કદા મૂકે, સાક્ષી રાખે ત્યાહિ ' એ ઉપર કવિએ 'ધનેશ્વર શેઠ અને મિત્રને ત્યા મૂકેલા તેના 'આઠ રત્ન' નુ દષ્ટાત આપ્યુ છે અહી કવિએ ત્રણ સુન્દર કાવ્યકડિકાઓમા જુદી જુદી ઉપમાઓ આપી 'દુષ્ટમિત્ર' નુ હુબહૂ ચિત્ર રજૂ કર્યુ છે

(૧)

'કાચી એ કેરી ભલી, પાકો ભલો ન બીલ ૬૮
ભાગો તો ભૂપતિ ભલો, માતો ભલો ન ભીન

(૨)

પહેના પ્રીતિ કરેહ, ઊડુ આલોચ્યુ નહિ,
ભીખા વ્યાજ ભવેહ મીઠા બોલે માણસે
જેહવુ રાતુ બોર, તેહવુ હૈયુ દુર્જનતણુ,
ભીતર કઠિન કઠોર, ઉપર દીસે રળિયામણુ

સુરતરુ જાણી સેવિયો, અરે નિગુણા પલાશ,
જબ તે મુઝ કાનુ કીધુ, તબ મે છડી આશ

આ પછી કવિએ સાક્ષી રાખીને પૈસા ધીરવા ઉપર 'ખિનાડાની સાક્ષી રાખ નાર વાણિયો અને ચોરો'નુ બીજુ દષ્ટાંત (પૃ ૧૧૭, ૧૧૮) આપ્યુ છે પછી કદાચ ધારી લક્ષ્મી પ્રાપ્ત થાય તો તે ધર્મમાર્ગે ખરચવા કવિ જણાવે છે વળી એકલો ધર્મ યતિને માટે છે, જ્યારે ગૃહસ્થે તો ધર્મ, અર્થ, કામ એ ત્રણે પુરુષાર્થ સાધવા જોઈએ એમ કવિ જણાવે છે એકલો કામ સેવનાર માણસ પોતાનુ રૂપ ગુમાવે છે અને વનના હાથીની માફક દુખના ખાડામા પડે છે એકલો અર્થ-ધન સાધ નાર પાપનો ભાગીદાર થાય છે, જ્યારે સિંહ જેમ હાથીને ખાઈ જાય છે તેમ બીજા તેનુ ધન ખાઈ જાય છે કોઈ એકલો ધર્મ સાધે તો કર્મ કર્યા વિના તે પોતાનુ ભરણપોષણ કરી શકતો નથી અર્થ અને કામ એ બે સાધનાર પણ ધર્મને નહિ સાધનાર બીજ વગરના ખેડુતની માફક સુખી થઈ શકતો નથી ધર્મ અને કામ એ બેને સાધનાર ગૃહસ્થ દેવાદાર અને દુખી થાય છે ધર્મ અને અર્થ બેને સાધનાર ગૃહસ્થને સંતાનસુખ પ્રાપ્ત થતુ નથી ધર્મ, અર્થ અને કામ ત્રણેને સાધનાર મનુષ્ય જ પૂરો ગૃહસ્થ કહેવાય અને સુખી થાય છે પણ મુનિ-સાધુ એકલો ધર્મ સાધ નાર હોય છે અને આ ભવ અને પરભવમા સુખી થઈ શકે આ પછી 'કુશીલિની નારી'નુ દૃષ્ટાંત આપી કવિએ 'કંજૂસ નરનુ વર્ણન કર્યું છે કંજૂસ માણસનુ ધન બીજાઓ ખાઈ જાય છે અને તે સુખી થઈ શકતો નથી પ્રાચીન પ્રણાલિકા અનુસાર ધનના ચાર ભાગ પાડી એક ભાગ જમીનમા, એક ભાગ વેપારમાં, એક ભાગ ધર્મકાર્યમા અને એક ભાગ કુટુંબખરચમા વાપરવા કવિ જણાવે છે લક્ષ્મી કેવી રીતે વાપરવી તે પણ કવિ સમજાવે છે

'કુમાર્ગે જાતી કોડી કદી હજાર સોવન પરે રાખે સહી,
રજવડે હામે લખ ખરચે જોય તિહા વિચાર કરે ન સોય
ઈસી ધાત હોયે જેહની લખમી ન મૂકે કેડ તેહની'

આ ઉપર કવિએ તેલનુ ટીપુ ઢોળાતા પગરખે ચોપડનાર અને પુત્રવધુનુ માથુ દુખતા મોતીનો થાળ વાટી નાખવા તૈયાર થનાર સુબુદ્ધિ શેઠનુ દૃષ્ટાંત આપ્યુ છે શુભકામે ખરચતા લક્ષ્મી ખૂટતી નથી તે ઉપર

'વિદ્યાપતિ શેઠનું દૃષ્ટાંત' આપ્યું છે. (પૃ. ૧૨૫) પ્રમાણિકપણે મેળવેલું થોડું ધન પણ ઘણાં કામમાં આવે છે, તે ઉપર 'દેવ અને જશો નામના બે વાણિયા' અને 'સોમરાજા અને રાજપિંડ નહિ ગ્રહણ કરનાર બ્રાહ્મણ' એમ બે દૃષ્ટાંતો આપ્યા છે. (પૃ. ૧૨૫થી ૧૨૭.) ત્યારબાદ કવિએ 'દાનની ચોભંગી' સમજાવી છે. સુપાત્રે સુદ્રવ્યનું દાન સૌથી ઉત્તમ છે. સુદ્રવ્ય પણ કુપાત્રે દુર્ગતિ કરનારું છે. કુદ્રવ્ય સુપાત્રે આપ્યું હોય તો તે પણ ફલદાયી છે પણ કુપાત્રને આપેલું દ્રવ્ય તો નિષ્ફલ જ જાય છે. આ સમજાવતાં કવિ કહે છે:

જિમ ખંડ૭૦ દેતા આપતીજી, દૂધ સકોમલ ગાય,
પડ્યું મુખ સાપનેજી, તે વિષ વિરુઉં થાય.

કવિએ સાચી દેશભાવના અને સમયજ્ઞપણું પણ બતાવ્યું છે.

દેશવિરૂદ્ધ ટાલતો સુજાણ, નવિ ખંડે રાજાની આણ,
લોકવિરૂદ્ધ નર તું ટલજે, કાલ વિરૂદ્ધથી અલગો થજે.

આ પછી કવિએ દાન, શીલ, તપ અને ભાવ એ ધર્મના ચારે પ્રકાર વર્ણવ્યા છે. ત્યારબાદ સાધુની નિંદા ન કરવી અને થોડીક વધારે પ્રજ્ઞા હોય તો પણ ઉદ્યમવંત બની આગમ ભણવા અને ભણાવવા એ દર્શાવવા માટે 'અભયકુમાર' અને માષતુષ સાધુ'નાં દૃષ્ટાંતો આપ્યાં છે. (પૃ. ૧૩૩-૩૪). માતપિતા અને ગુરુની શિખામણ કવિએ અમૃત જેવી કહી છે—

અમિય સમાણી જાણુજે, માય તાત ગુરૂ શીખ રે.'

મન અને પાંચે ઈંદ્રિયો ઉપર કાબૂ રાખવાની સુંદર શિખામણ પણ કવિએ આપી છે. વૃદ્ધની સલાહ માનવા વિષે કવિએ '૧૦૮ હંસ અને પારધિ' ની કથા આલેખી છે. (પૃ. ૧૪૦). શીલવંત પુરુષની સ્તુતિ કરતાં કવિ કહે છે:

નવયૌવન સ્ત્રી દેખી કરી, નયન રહે જસ ઠામ,
ઋષભ કહે જન જઈ કરી, તસ ચરણે શિર નામ'

માતપિતાના ઉપકારનો બદલો વાળવા 'આર્યરક્ષિતસૂરિ અને તેમના પિતા સોમદેવ બ્રાહ્મણ'ની જાણીતી કથા કવિએ આપી છે. (પૃ. ૧૫૧થી૧૫૬). માતપિતાની ભક્તિ માટે ગૃહસ્થાવસ્થામાં કેવળજ્ઞાન પ્રાપ્ત કરનાર રાજગૃહીના મહેન્દ્રસિંહ રાજા અને પટરાણી કુરુમાના પુત્ર 'કુર્માપુત્ર'ની પ્રસિદ્ધ કથા આપી છે. (પૃ. ૧૫૬–૧૫૭). [આ કથા સોળમા શતકમાં અનંતહંસગણિએ પ્રાકૃતમાં લખી છે].

મહાપુરુષો પણ એકાદ ગંભીર ભૂલ કરી બેસે છે તે વિષે કવિએ 'મોટાની મોટી ભૂલ' (પૃ. ૧૫૭–૧૫૮) ની એક સુંદર કાવ્યકંડિકા આપી છે. નયસુંદરના 'સુરસુંદરીરાસ'ની કથાનો કવિએ તેમાં કરેલો ઉલ્લેખ નોંધપાત્ર છે. આ સ્પષ્ટ બતાવે છે કે કવિએ તે આખોયે રાસ બરોબર જોયો–તપાસેલો છે. આ પછી કવિએ 'માતૃભક્તિ' (પૃ. ૧૫૮–૫૯) ઉપર એક બીજી સુંદર કાવ્યકંડિકા આપી છે. તેમાં 'લોકોત્તમ માતા' કેવી હોય તે સમજાવતાં કવિ કહે છે :

પશુઆં માત ખુશી તદા, નાનો પૂંઠે જાય,
મધ્યમ માત ખુશી તદા, જ્યારે કુમર કમાય.
ઉત્તમ માત ખુશી તદા, સુણુતી સુત અવદાત.
લોકોત્તમ માત ખુશી, જશ ત્રિહું ભુવને જાત.'

આ પછી પોતાની માતા, રાજાની રાણી, ગુરૂપત્ની, સાસુ અને ઓરમાન માતા એમ પાંચ માતાઓ શાસ્ત્રમાં કહી છે એમ કવિ જણાવે છે. તે જ પ્રમાણે પોતાના પિતા, ભણાવનાર શિક્ષક, અન્નદાતા વિદ્યાગુરુ અને મરતાં બચાવનાર એમ પાંચ પ્રકારના પિતા કહ્યા છે. તે જ પ્રમાણે મિત્ર, સગો ભાઈ, રોગ મટાડનાર, સહવિદ્યાર્થી, માર્ગમાં મુસાફરીમાં થયેલો સોબતી એમ પાંચ પ્રકારના ભાઈઓ કહ્યા છે. વળી કવિ એમ પણ જણાવે છે કે –

'ન વઢે બાંધવશું કદા, રાખે વડાની લાજ'

અને તે માટે પોતાના 'ભરતબાહુબલિરાસ' ના વડિલબંધુ ભરત અને લઘુબંધુઓ બાહુબલિ આદિનું દૃષ્ટાંત આપે છે. પછી કવિ કહે છે

'બાંધવ આદિ કયારે સાંભરે.'
'સુખમાં સાંભરે ભારયા, દુઃખમાં સાંભરે માય,
બાંધવ ત્યારે સાંભરે, મસ્તકે વાગે ઘાય.
ભૂખ્યા ભોજન સમરિયેં, તરસ્યાં સમરે નીર,
રણમાંહી બાંધવ સમરિયે', માડી જાયો વીર.
રયણી થોડી રણ ઘણા, પૂઠે ચડયા કેકાણ,
બાંધવ હોય તો માંડિયે, નહિ કર ઉડવી પરાણ.'

'શીલવતી નારીનું ઉચિત સાચવવા વિષે' પણ કવિ ખાસ ભાર મૂકે છે.

'ઉચિત નારીનુ સાચવે, તે સુખિયો સસાર,
ઋષભ કહે હિતશીખડી, કો મમ દુહવો નાર
આણુ દ[71] કહે નર સાભળો, સ્ત્રીય સમી નહિ આય[72]
રસોઈ નિપાવે રતન જણે, શકે તો આવે સાથ
પુણ્યે લાધે પદમિની, અને ગુણવતી નાર,
શીનવતી ને સુદરી, રમઝમ કરતી બાર '

(પૃ ૧૬૦)

સુશીલ નારી પ્રત્યેનો કેવો સુદર આદર કવિએ અત્રે વ્યકત કર્યો છે ? વળી કવિ આગળ કહે છે

ઉચિત નારીતણુ સાચવે, રાતદિવસ સુખ મધુરુ લવે
મીઠા વચન સમુ વલી જોય, વશીકરણ જગમા નવિ કોય ૧
કલા ઉપર કો ધન નહિ, જીવદયા સમ ધર્મ ન કહિ,
સતોષ ઉપર સુખ કો નથી, મધુર વચનનો ગુણ તિમ અતિ ૨

આવી સુશીલ મધુરવચની સ્ત્રીથી પુરુષ પણ શોભે છે કવિ કહે છે તેમ 'સ્ત્રી શોભે શોભે ભરતાર' નવરા નહિ રહેવા વિષે કવિએ 'પૈશાચક વણિક' અને 'જિનદત્તશેઠ અને તેની પુત્રવધુ શ્રીમતી' ના બે દષ્ટાતો આપ્યા છે (પૃ ૧૬૨થી૧૬૭) પ્રસગોપાત કામવશ માનવીની સ્થિતિ સમજાવવા કવિએ શ્લેષસાધિત વ્યાજસ્તુતિ અનકારવાળો એક સુદર રમુજી છપ્પય આપ્યો છે સત્યભામા અને કૃષ્ણ વચ્ચે એમા સવાદ થાય છે.

'સત્યભામા ઘરે કહાન'

'સત્યભામા ઘરે કહાન, આવ્યો પચ્છીમ રાતે,
પૂછે નારી તુ કોણ, હુ માધવ નિજ જાતે
માધવ તો વનમાહિ, ચક્રી ચક્રી તો કુભારહ,
ધરણીધર તો શેષ, અહિરિપુ[74] ગરુડ અપારહ
હરિ કહેતા વાનરો, કવણ પુરુષ આવ્યો અહિ,
કવિ ઋષભ કહે નર કામવશ, સ્યા સ્યા વચન ખમે નહિ

પ્રસગોપાત કવિએ પત્નીની પ્રીતિ કેળવવા પત્નીને દુભવવી નહિ, તેને પ્રિયવચન કહી પ્રીતિ વધારવી, તેના ગુણના વખાણ કરવા, તેને પ્રેમપૂર્વક બોલાવવી અને તેને જોઇતી વસ્તુ આપવી એમ પાચ બોલ કહ્યા છે આવા વર્તાવથી સ્ત્રી કદી કુછદે ચડતી નથી ઘણા વખત પછી

મળવાથી, ઘણુ ઝાઝુ મળવાથી, તેનાથી કોઈ વાત છાની રાખવાથી, ઘણુ માન આપવાથી તેમજ અપમાન કરવાથી પ્રીતિનો નાશ થાય છે એમ બીજા પાચ બોલ પણ કહ્યા છે પ્રીતિ વધારવા માટે પણ બીજા પાચ બોલ કહ્યા છે ધર્મકાર્ય સુખથી થાય માટે પુરુષે મુનિનો સતપુરુષનો સમાગમ રાખવો કોઈક વખત પત્ની ઘણુ ભુડુ બોલી હોય તોય ડાહ્યો પુરુષ તે મનમા જ રાખે અને ગમે ત્યા કહેતો ન ફરે, પત્નીનો વાક હોય તો યુક્તિપૂર્વક તે દૂર કરાવે પત્ની ગુસ્સે થઈ હોય તો તેને મનાવે, લાભ, નુકશાન, ગુપ્ત ધન વેરની વાતો તેને કરે નહિ અને પત્નીનો થોડો વાક હોય તો તેના ઉપર રીસ ન કરે આમ થવાથી પત્નીનો પ્રેમ વધે છે આમ પતિપત્નીના સબધ અગે પણ કવિએ સુંદર હિતશિક્ષા આપી છે એ પત્નીના પતિની ભુડી દશાનુ પણ કવિએ વર્ણન કર્યુ છે પછી નીતિશાસ્ત્ર પ્રમાણે સુખી થવાના ચાર માર્ગ કવિ બતાવે છે (૧) અજીર્ણ થાય ત્યારે ભોજન ન કરવુ (આમ કરવાથી દવાની જરૂર પડતી નથી,) (૨) જીવદયા રાખવી,(૩) કોઈનો વિશ્વાસ ન કરવો અને (૪) ઘરને સારી રીતે શણગારવુ છતા આ સઘળા કરતા સુખનો આધાર સ્ત્રી ઉપર વધારે છે

સ્ત્રી આગળ સુકુમાન થઈયે, ચાલે ઘર સુપેરે રે
ઘર તો ઘરણી થકી જ શોભે, પુરુષનુ નહિ કામ રે
તોલડી થાન નર ધોવે ઢાકણુ હસે આખુ ગામ રે'

(પૃ ૧૬૯)

તે જ પ્રમાણે—

'નરનુ કામ કરે જ્યા નાર, તેહનુ ઘર વિણસે સસાર'

આ પ્રમાણે વ્યવહારમા ઔચિત્ય સાચવનાર મનુષ્યને સુબુદ્ધિ પ્રાપ્ત થાય છે અને 'સુબુદ્ધિ' ઉપર કવિએ 'રાજા ભોજ અને શારદ કુટુબ' નુ દૃષ્ટાંત આપ્યુ છે જેમા મિત્રની સલાહ લે નહિ અને 'સ્ત્રીને ગુહ્ય પૂછે આપણુ' તેવા મનુષ્યનુ ઘર પ્રાયે પાયમાલ થાય છે તે ઉપર 'મથન શ્રેણિક અને વ્યતર' નુ ઉપદૃષ્ટાંત પણ અતર્ગત થાય છે (પૃ ૧૭૦થી ૧૭૬) જો કે ઉત્તમ સ્ત્રી હોય તો તેને પૂછવાથી ઘણો લાભ પણ થાય છે, જેમ અનુપમાદેવીને પૂછવાથી ઘણો લાભ થયો હતો એ કથામા પ્રસગો પાત વિશ્વમા પ્રવર્તતી ભિન્ન ભિન્ન પરિસ્થિતિ તે તે જીવોના પૂર્વજન્મના શુભાશુભ કર્મના પરિણામ રૂપે છે તેમ કવિએ જણાવ્યુ છે પુત્ર પ્રત્યેના

ભાવનાઓ વધુ મૂર્તરૂપે વાચક સમક્ષ રજૂ કરવા અને કેવળ ભાવનાઓથી કૃતિને શુષ્ક બનતી નિવારી તેને સંપૂર્ણ રસમય બનાવવા કવિએ તેને આદિથી અંત સુધી ઠેર ઠેર ટૂંકી બોધકથાઓથી ગૂંથી લીધી છે. મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમાં અનિવાર્ય એવું કેટલુંક સાંપ્રદાયિક તત્ત્વ બાદ કરતાં આ બોધકથાઓ અને તેમાં આવતાં અનેક સુંદર ભાવવાહી કાવ્યખંડોથી આ કૃતિ ખરેખર એવી દીપી ઉઠે છે અને વાચકને કાવ્યરસમાં એવો તો તરબોળ કરી મૂકે છે કે તેને 'ગુજરાતી હિતોપદેશ' કહેવાનું મન થઈ જાય છે અને એક 'જૈન ગુજરાતી હિતોપદેશ' તો તે અવશ્ય છે જ એમાં શંકા નથી. કવિની ચરિત્રકથાઓ કરતાં પણ આ કૃતિમાં આવતી ટૂંકી બોધકથાઓ અને અનેક સાહિત્ય ખૂબીઓથી ભરેલા ઉપર્યુક્ત ઢગલાબંધ સુન્દર કાવ્યખંડોમાં કવિનું કવિત્વ વધુ ખીલી ઊઠ્યું છે. ખાસ કરીને લક્ષ્મી મહિમા, સાચો મિત્ર, સુખદુઃખ મનમાં નહિ આણવા વિષે, દૈવની અવળી ગતિ, સંતોષી નર સદા સુખી, દુષ્ટમિત્ર, મોંઘાની મોંઘી ભૂન, માતૃભક્તિ, સત્યભામા ઘરે કાહાન, જગતની અસમાનતા, યાચકની દુર્દશા, કુરૂપ નારી, પંચાંગુલી સંવાદ, ચોખા–ફોતરા સંવાદ, અને ખંભાતનું હૂબહૂ વર્ણન આ બધા કવિના ઉચ્ચ પ્રકારના કવિત્વ અને પ્રતિભાના સુંદર નમૂના છે. તેમાં વાપરેલી ઉપમાઓ, અલંકારો અને ઠેર ઠેર આપેલા સાહિત્યિક તેમ જ ઐતિહાસિક ઉલ્લેખો કવિના કવિત્વને વિશિષ્ટ પ્રકારે ખીલવે છે. મોંઘાની મોંઘી ભૂન, સત્યભામા ઘરે કાહાન, કુરૂપનારી, પાંચાંગુલી સંવાદ અને ચોખા–ફોતરા સંવાદ એ પાંચ કાવ્ય તો કવિની વર્ણનશક્તિના ઉત્તમ નમૂના છે. કવિ નયસુંદરે પોતાના 'નળદમયંતીરાસ'માં એક સુંદર સંવાદકાવ્ય 'કરસંવાદ' આપ્યો છે તો ઋષભદાસે આ હિતશિક્ષારાસમાં 'સત્યભામા – કૃષ્ણસંવાદ' 'પાંચાંગુલી સંવાદ' અને 'ચોખા – ફોતરા સંવાદ' એમ ત્રણ સુંદર સંવાદકાવ્યો આપ્યા છે. તદુપરાંત ઋષભદાસે 'જીભ અને દાંત વચ્ચેનો સંવાદ' (પૃ ૧૨૭–૨૮) તથા 'હીરવિજયસૂરિરાસ'માં 'ભાઈ ભગિની સંવાદ' (પૃ ૭૨ – ૭૩), 'બીરબલ – હીર – હીરસૂરિસંવાદ' (પૃ ૧૩૪) આદિ અનેક ટૂંકા સંવાદ કાવ્યો આપ્યા છે. કવિએ આ કૃતિમાં આપેલા ઢગલાબંધ સુંદર સુભાષિતો એ પણ કવિનો ગુજરાતી સાહિત્યમાં કિંમતી ફાળો છે. પોતાની કૃતિઓમાં વચ્ચે વચ્ચે યોગ્ય સ્થળે સંસ્કૃત – પ્રાકૃત શ્લોકો અને સુભાષિતોનો ઉપયોગ કરવો એ મધ્યકાલીન જૈન ગુજરાતી કવિઓનું એક વિશિષ્ટ લક્ષણ આ હિતશિક્ષારાસમાં પણ જોવા મળે છે.

હિતશિક્ષાનો ગ્રંથ હોવા છતા તેની ભાષા સરલ પ્રાસાદિક અને મધુર છે. તેની શૈલી પણ રોચક, ભાવવાહી અને રસાલ છે તેનું સાંપ્રદાયિક તત્ત્વ બાદ કરતા તે ખરેખર ગુજરાતી સાહિત્યમા હિતશિક્ષાનો એક ઉત્તમ ગ્રંથ છે અને તેમા આપેલી હિતશિક્ષા યત્કિંચિત પણ જીવનમા ઉતારવાથી વાચક માત્રને લાભ થાય તેમ છે

છેલ્લે હિતશિક્ષારાસમાં વપરાયેલી નીચેની વીશેક ઢાળોની નોંધ પણ અત્રે કરીએ –

(૧) કાન્હ વજાડે વાંસની – એ દેશી રાગ આશાવરી તથા સિંધુડો
(૨) બે કર જોડી તામ રે, ભદ્રા વીનવે – એ દેશી
(૩) રાગ પ્રભાતી, ચોપાઈની દેશી, સોરઠ આરતીની દેશી, દોહા, કુંડલિયો, ઉનાળાની દેશી
(૪) મહીડું બોલાવે ઓ ગોપી – એ દેશી રાગ ગોડી સુગ્ગુ દરીકી ચાલ
(૫) ભદ્ર માલ્યો રે વીરવચન રસે રે – એ દેશી રાગ આશાવરી સિંધુડો
(૬) કાયાવાડી કારમી – એ દેશી
(૭) કાન વજાડે વાંસની – એ દેશી
(૮) છઠી ભાવના મન ધરા – એ દેશી
(૯) સામો કીધો શામલિયા – એ દેશી રાગ ગોડી.
(૧૦) ગુરુ ગીતારથ મારગ – એ દેશી
(૧૧) છાનો રે છૂપીને કંત કિહા રહ્યો રે – એ દેશી
(૧૨) પ્રભુ પાસનું મુખડું જોતા – એ દેશી
(૧૩) મહાવનમાહે મૃગના – એ દેશી
(૧૪) હવે રાણી પદમાવતી – એ દેશી
(૧૫) પ્રભુ ચિત્ત ધરીને અવધારો મુઝ વાત – એ દેશી.
(૧૬) ચાલ ચતુર ચંદ્રાનની એ– દેશી
(૧૭) સોય અનાથી પરભવે હોય – એ દેશી
(૧૮) કદલી વનનો રે સુડલો – એ દેશી
(૧૯) જિમ સહકારે કોયલ ટહૂકે – એ દેશી
(૨૦) 'ચેતન ચેત રે પ્રાણિયા' અથવા 'વાલમ વહેલેરા આવજો' – એ દેશી

[માડવિ, (Office or secretariat), ધીય – દીકરી વગેરે જેવા શબ્દો અને કવિની અન્ય કૃતિઓમા મળી આવતા બીજા અનેક શબ્દો અને રૂપો પણ ભાષાની દષ્ટિએ ઉપયોગી છે ]

૧૪ પૂજાવિધિરાસ

આ કૃતિ હજુ અપ્રગટ છે અનુમાનથી એમ કહી શકાય કે તેમા જિનપૂજાનો વિધિ વર્ણવ્યો હશે તેની આદિ- પ્રશસ્તિમા સરસ્વતીની સ્તુતિ છે અને અંત-પ્રશસ્તિમા રચનાસાલ અને કવિના ગુરુ વિજયાનંદસૂરિ વિષે ટૂંક માહિતી છે

૧૫ જીવંતસ્વામીરાસ

આ જૈનોના અતીત ચોવીસીના 'જીવંતસ્વામી' નામના તીર્થંકરની ધર્મકથા છે આ રાસને કવિની ચૌદમી કૃતિ પૂજાવિધિરાસના અનુસંધાન રૂપે પણ લેખી શકાય જિનપૂજાનો આદેશ અને વિધિ સમજાવ્યા પછી જિનપૂજાનો મહિમા બતાવવા આ કૃતિ રચાઈ જણાય છે પ્રતિમાની પૂજાનુ વિધાન રાયપસેણીય (રાજપ્રશ્નિય), ભગવતી, ઔપપાતિક (ઉવવાઈ) જીવાભિગમ ઠાણાંગ અને જ્ઞાતાધર્મકથા આદિ જૈન આગમગ્રંથોમા કરેલુ છે એમ કવિ પોતે આ કૃતિની આદિ પ્રશસ્તિમા જણાવે છે

પૂજા પ્રતિમાનિ છઈ, રાયપસેણીમાહિ,
ચુઉ ભગવતિસૂત્ર ઊવાઈમાહિ, જોજ્યે જીવાભિગમઈ માહિ
પંચમ અંગ અને ઠાણંગ, જે પૂજા શ્રાવક મનરંગ,
છઠિ અંગિં દ્રુપદી ધ્યાઈ, જિન પૂજતા બહુ સુખ થાય'

અને એ આગમ ગ્રંથોના વિધાન અનુસાર જીવંતસ્વામી તીર્થંકરની પ્રતિમાની પૂજાનો મહિમા ગાવા કવિએ આ જીવંતસ્વામી રાસ રચ્યો છે આ જીવંતસ્વામીની પ્રતિમા વિષે કેટલીક રસપ્રદ ઐતિહાસિક હકીકત કવિના જ કુમારપાલરાસમાથી પણ મળી આવે છે

એક દિવસ હેમચંદ્રાચાર્ય વ્યાખ્યાનમા મહાવીરચરિત વાચતા હતા ત્યારે તેમા જીવંતસ્વામીની પ્રતિમાનો ઉલ્લેખ નીચે પ્રમાણે આવ્યો મહાવીરસ્વામી ભગવાન શ્રેણિક રાજાના પુત્ર અભયકુમારને પ્રતિમાપૂજાનો મહિમા સમજાવી રહ્યા છે અને તેમા જીવંતસ્વામીની પ્રતિમાનુ વર્ણન આવે છે આ સમયે અભયકુમાર મહાવીરસ્વામીને આ જીવંતસ્વામીની પ્રતિમા કયા સુધી પૂજાશે તેવો પ્રશ્ન કરે છે આના જવાબમા મહાવીર સ્વામી જણાવે છે કે જીવંતસ્વામીની તે પ્રતિમા ઘણા સમય સુધી પૂજાશે ભવિષ્યમા કુમારપાલ નામે રાજા થશે અને તે આ જીવંતસ્વામીની પ્રતિમાની ત્રણે કાલ (સવાર, બપોર અને સાજે) પૂજા કરશે હેમચંદ્રાચાર્યના મુખેથી આવુ વચન સાભળી કુમારપાલ રાજા ઘણો ખુશી થયો અને

મહાવીરસ્વામીની જીભે તેનુ નામ ચડ્યુ હતુ તે જાણી તે પોતાની જાતને ધન્ય માનવા લાગ્યો તે પછી તે પ્રતિમા હાલ ક્યા હશે એવુ કુમારપાલે હેમચદ્રાચાર્યને પૂછતા હેમચદ્રાચાર્યે જણાવ્યુ કે તે 'વીભાપાટણ'મા છે આ ઉપરથી વીભાપાટણ (પ્રભાસપાટણ) જઈ ત્યા જીવતસ્વામીની પ્રતિમાની અનેક પ્રકારે પૂજા કરી કુમારપાલ તે પ્રતિમા વાજતે ગાજતે અણહિલવાડ પાટણમા લાવ્યો અને પોતાના મહેલમા રત્નનુ ઘરદેરાસર બનાવી જીવતસ્વામીની પ્રતિમાને તેમા પધરાવી તે દેરાસરના નિભાવ ખર્ચ માટે બાર હજાર ગામની આવક આપી અને પોતે પણ શ્રેણિક રાજાની માફક તે પ્રતિમાની ત્રણે કાળ પૂજા કરવા લાગ્યો આ પ્રતિમાની પૂજાથી કુમારપાલને થતા આનદનુ વર્ણન કવિએ કુમારપાલરાસમા નીચે પ્રમાણે કર્યુ છે

> 'જીન દેખી હરખઈ બહુભાતિ, રત્ન ચઢીઉ દારિદ્રી હાથિ,
> બુડતા જીમ જડીઉ વહાણ, કિમ આનદ લહઈ તસ પ્રાણ
> જીમ લૂકયા૭૮ લહઈ અમૃતકુડ, ભૂખ્યા ભોજન ખીરહ ખડ,
> તિમ પ્રતિમા દેખી ઉનસઈ, જીનમૂરતિ જીનસરીખી વસઈ'

પાટણના પ્રખ્યાત રેશમી કારીગરીવાળા પટોળા પહેરી તે હમેશા આ જીવતસ્વામીની પ્રતિમાની પૂજા કરતો હતો એમ પણ તેમા અતે જણાવેલુ છે

આમ, છઠ્ઠા અગમા (જ્ઞાતાધર્મકથાસૂત્રમા) દ્રૌપદીની કથામા જેમ દ્રૌપદી જિનપ્રતિમાની પૂજા કરે છે અને શ્રેણિક રાજા જેમ જીવતસ્વામીની પ્રતિમાની પૂજા કરતો હતો તેમ, કુમારપાલ રાજા પણ તે પ્રતિમાની પૂજા કરી પોતાનુ આત્મકલ્યાણ સાધતો હતો

આ જીવતસ્વામીની પ્રતિમાનો અદ્ભુત પ્રભાવ આદિ દર્શાવવા અને પ્રતિમાપૂજનનો મહિમા બતાવવા માટે કવિએ આ રાસ રચ્યો છે એમ જણાય છે તેના સાહિત્યિક તત્ત્વો કયા અને કેવા છે તેનુ મૂલ્યાકન તો તે કૃતિ પ્રગટ થયે તેના સપૂર્ણ અધ્યયન બાદ જ કરી શકાય

૧૬ શ્રેણિકરાસ

શ્રેણિક એ મહાવીરસ્વામીના સમયમા મગધનો રાજા હતો બૌદ્ધ ગ્રથોમા તેનુ 'બિબિસાર' નામ જોવાય છે આ રાસમા આ બિબિસાર યાને શ્રેણિકરાજાનુ ચરિત્ર આપેલુ છે આ કૃતિ પ્રગટ નહિ થયેલી હોવાથી તેનુ સાહિત્યિક મહત્ત્વ જાણવુ મુશ્કેલ છે છતા તેની આદિ–

અંતની પ્રશસ્તિમાંથી કવિના કવિત્વની આછી ઝાંખી થાય છે. કૃતિની શરૂઆતમાં જ કવિએ ચાર કડીઓમાં સરસ્વતીની સુંદર સ્તુતિ કરી છે.

'આદિ અનાદેઈ સરસતી, સદા જગિ તુઝ માન,
સહુકો સેવિ સારદા, બાલ કરિ તુઝ ધ્યાન.
ષટ્ દરસણમાં તું સહી, તહાંગે સરલિ વાસ,
કરો કૃપા તો ગાઈએ, નર શ્રેણિકનું રાસ.'

વળી અંત-પ્રશસ્તિમાં કવિએ આપેલું ખંભાતનું સુંદર વર્ણન કવિની વર્ણનશક્તિનો ખ્યાલ આપે છે.

૧૭ કઈવન્નારાસ

કઈવન્ના જૈન કથાસાહિત્યમાં દૃષ્ટાંતિક પુરુષ છે. આ કૃતિ પણ અપ્રગટ છે.

૧૮ 'હીરવિજયસૂરિના બાર બોલનો રાસ'

જૈનોના ખરતરગચ્છ અને તપગચ્છ વચ્ચેનો વિખવાદ સત્તરમા શતકમાં બહુ વધી પડયો હતો. આથી તપગચ્છના જવાબદાર આચાર્ય વિજયદાનસૂરિએ વચ્ચે પડી 'સાતબોલ' એ નામે સાત આજ્ઞાઓ જાહેર કરીને એકબીજા મતવાળાને વાદવિવાદની અથડામણ કરતા અટકાવ્યા હતા. પણ આટલાથી વિરોધ જોઈએ તેવો શમ્યો નહિ. એટલે વિજયદાનસૂરિ પછી આચાર્યપદ પામેલ હીરવિજયસૂરિએ સાત બોલ ઉપર વિવરણ કરીને 'બારબોલ' એ નામે બાર આજ્ઞાઓ જાહેર કરી. પ્રમાણ અને દૃષ્ટાંત વડે એ બારબોલનો હેતુ સ્પષ્ટ કરવાને ઋષભદાસે આ રાસ રચ્યો છે. (આ બાર બોલ માટે જુઓ જૈન શ્વે. કૉ. હે. ઐતિહાસિક અંક ૭થી ૯ ઈ. સ. ૧૯૧૫) આમ જૈનોના બે અગત્યના વિભાગો વચ્ચે સંપ અને સહકાર સ્થાપવાના હીરવિજયસૂરિના પ્રયત્ન ઉપર આ રાસમાં પ્રકાશ પાડવામાં આવ્યો છે. આ રાસ કુલ ૨૯૪ કડીનો છે. આ રાસ પણ હજુ અપ્રગટ છે. સાંપ્રદાયિક સંપ અને સહકાર ઉપર આ રાસ રચાયો હોઈ તેમાંથી સંપ અને સહકારની ભાવના ઉપર સારો તત્ત્વો મળી આવવા પૂરતો સંભવ છે.

૧૯ મલ્લીનાથરાસ

આ રાસ કવિએ જૈનોના છઠ્ઠા અંગ જ્ઞાતાધર્મકથાસૂત્રના આધારે રચ્યો છે એમ કવિ પોતે જણાવે છે. –

''જ્ઞાતાધર્મકથા સુસાર, છઠઇ અંગિ એહ વિચાર,
સંબંધ સોય ત્યાંહાથી મઇ ગ્રહી, રાસ રચ્યો હઈઅડઈ ગહઈ સહી.'

જ્ઞાતધર્મકથાસૂત્રમાં મલ્લીકુંવરી (મલ્લીનાથ ભગવાન)ની અતિ રસપ્રદ અને બોધદાયક કથા આવે છે. માયા કપટ રાખવાથી ભવ્ય એવા સંયમી આત્માઓને પણ સ્ત્રીનો અવતાર પામવો પડે છે એ વસ્તુ આ કથામાં સુંદર રીતે સમજાવી છે. મલમૂત્રથી ભરેલા સુંદર શરીર ઉપર મોહ કરવા જેવો નથી એ વસ્તુ મલ્લીકુંવરી જાતે પોતાના ઉપર મોહિત થયેલા પોતાના પૂર્વભવના સંબંધી રાજકુંવરોને સમજાવે છે અને નેમિનાથ ભગવાનની માફક પોતાને પણ મોહનીયકર્મનો ઉદય નહિ હોવાથી પોતે દીક્ષા ગ્રહણ કરનાર છે એમ તેમને પ્રતિબોધ પમાડી પોતે સંયમ અંગીકાર કરે છે અને ભવ્યજીવોને પ્રતિબોધ પમાડી તીર્થની સ્થાપના કરે છે. પછી પોતાના સકળ કર્મનો ક્ષય કરી મુક્તિપદને પામે છે અને મલ્લીનાથ ભગવાનના નામે પ્રસિદ્ધિને પામે છે. સ્ત્રી પણ પુરુષના જેટલી જ શક્તિશાળી છે અને સ્ત્રી અને પુરુષ બન્ને મોક્ષનાં અધિકારી છે એટલું જ નહિ પણ પુરુષની માફક સ્ત્રી પણ તીર્થંકરપણું – ઈશ્વરત્વ પામી શકે છે એ સબળ લોકશાહી સિદ્ધાંત જ્ઞાતાધર્મકથાસૂત્રની 'મલ્લી' નામની આ કથામાં સુંદર રીતે પ્રતિપાદન કરેલો છે. પ્રાકૃત ભાષામાં લખાયેલી મૂળ કથા જ એટલી બધી સુંદર અને આકર્ષક છે કે તેના ઉપરથી રચાયેલો ઋષભદાસનો આ 'મલ્લીનાથરાસ' રસપ્રદ અને આકર્ષક હોય તો નવાઈ નહિ. અત્યારે તો તે અપ્રગટ છે. સરસ્વતીની સુંદર સ્તુતિથી કવિએ આ રાસની શરૂઆત કરી છે અને અંતે ખંભાતનું સુંદર વર્ણન કરી તે સમયનાં ખંભાતની ઐતિહાસિક અને સામાજિક પરિસ્થિતિની પણ કેટલીક માહિતી આપી છે.

## ૨૦ હીરવિજયસૂરિરાસ.

સદ્ભાગ્યે ૩૨૪ પાનાનો કવિનો આ પ્રસિદ્ધ રાસ આ. કા. મ. મૌ. ૫ મા પ્રસિદ્ધ થયેલો છે. તેની અંત પ્રશસ્તિમાં કવિ જણાવે છે કે :

''પૂરવે દેવવિમળ પંન્યાસ, શોળ સરગ તેને કીધા ખાસ,
ત્રિણ્ય સહિસને પંચહ કાવ્ય, કર જોડી તેણે કીધા ભાગ્ય.
પાંચ હજાર અને સયપંચ, એકાવન ગાથા વત્પરનો૭૯ સંચ,
નવહજાર સાતમેં પીસ્તાલ, કરે ગ્રંથ નર બુદ્ધિ વિશાળ.
વિકટભાવ છે તેહના સહી, માહરી બુદ્ધિ કાંઈ તેહવી નહિ,
મેં કીધો તે જોઈ રાસ, બીજા શાસ્ત્રનો કરી અભ્યાસ.
મોટાં વચનસુણી ને વાત, તે જોડી આણ્યો અવદાત.'૮૦

હીરવિજયસૂરિ તેમના સૌથી નાના પુત્ર હતા. વિમલા અને ઘરાણી નામે તેમની બે બહેનો હતી માતપિતાને દુ ખ ન થાય માટે તેમના જીવતા તેમણે દીક્ષા લીધી ન હતી પરંતુ માતપિતાના સ્વર્ગવાસ બાદ તેમણે દીક્ષા અંગીકાર કરવાનો નિશ્ચય કર્યો તેમના ભાઈ તથા બે બહેનો પાટણમા રહેતા હતાં તેમને આ વાતની જાણ થતા તેમની બે બહેનો તેમને પાટણ પોતાને ત્યા લઈ ગઈ પાટણમા હીરજી (હીરવિજયસૂરિ)ને ગુરુ વિજયદાનસૂરિનો ભેટો થયો તેમનો ઉપદેશ સાભળી હીરજીનો વૈરાગ્ય વધુ દૃઢ બન્યો અને તેમણે પોતાની બહેનોને પોતાને દીક્ષા લેવા માટે અનુમતિ આપવા વિનતિ કરી આ સાભળી માતપિતાના તાજા વિયોગ દુ ખવાળી બહેનોને ઘણો આઘાત થયો છેવટે અતિ કઠણ હૈયે બહેનોએ તેમને અનુમતિ આપી અને સવત ૧૫૯૬ ( ઈ સ ૧૫૪૦ )ના કારતક વદ ૨ ને સોમવારને દિવસે તેર વરસની ઉમરે હીરજીએ પાટણમાં તપગચ્છના ૫૭ મા પટ્ટધર વિજયદાનસૂરિના હસ્તે ધામધૂમપૂર્વક દીક્ષા ગ્રહણ કરી પછી સારી રીતે વિદ્યાભ્યાસ આદિ પૂર્ણ થતાં તેમને 'નડુલાઈ' નગરમા સવત ૧૬૦૭ ( ઈ સ ૧૫૫૧ ) મા ૨૪ વરસની વયે પન્યાસપદ અને સવત ૧૬૦૮ ( ઈ સ ૧૫૫૨ ) મા ૨૫ વરસની વયે ઉપાધ્યાયપદ આપવામા આવ્યુ હતુ ત્યારબાદ સવત ૧૬૧૦ ( ઈ સ ૧૫૫૪ ) ના પોષ સુદ પાચમને દિવસે ૨૭ વરસની વયે વિજયદાનસૂરિએ તેમને ઘણા મહોત્સવ પૂર્વક આચાર્યપદ આપી તેમને પોતાના પટ્ટધર તરીકે સ્થાપ્યા આમ હીર વિજયસૂરિ તપગચ્છના ૫૮ મા પટ્ટધર બન્યા ત્યારબાદ તેમણે સેકડો જિન મ દિરો અને જિનબિબો આદિની પ્રતિષ્ઠા અને ઘણી દીક્ષાઓ આદિ શાસન ઉન્નતિના અનેક કાર્યો કર્યાં દરમિયાન દિલ્હીમા ચ પા નામની શ્રાવિકાના છ માસના ચઉવિહાર ઉપવાસના તપના પ્રતાપે તેમના સમર્થ પ્રભાવની જાણ થતા સ ૧૬૩૯ ( ઈ સ ૧૫૮૩ ) મા (તેમની ૫૬ વરસની ઉમરે) મોગલબાદશાહ અકબરે તેમને પોતાને મળવા માટે ખ ભાત મુકામે આમ ત્રણ પાઠવ્યુ અને પોતાની ધર્મભગિની માની બા શાહે ચ પા શ્રાવિકાને પણ એક સોનાનો ચૂડો ભેટમા આપ્યો આમ ત્રણ મળતા હીરવિજયસૂરિ ખ ભાતથી અમદાવાદ આવ્યા અને ખ ભાત, અમ દાવાદ વગેરે જાણીતા નગરોના સ ઘોને એકત્ર કરી તેમણે બાદશાહના આમ ત્રણનો સ્વીકાર કરી બાદશાહને મળવા જવાનુ નક્કી કર્યું અકબર બાદશાહના હુકમથી અમ દાવાદના સુલતાન સાહેબખાને તેમને ઘણા હાથી, રથ, ઘોડા, પાલખી અને સોનામહોરો વગેરે માલમિલકત સ્વીકારવા જણાવ્યુ, પર તુ ક ચન

કામિનીના ત્યાગી એવા જૈનાચાર્ય હીરવિજયસૂરિએ તે પોતાના આચાર વિરુદ્ધ છે તેમ જણાવી તેનો અસ્વીકાર કર્યો આ સમાચાર અકબર બાદશાહને પહોચતા તે હીરવિજયસૂરિના ત્યાગ અને ફકીરી ઉપર મુગ્ધ બન્યો અને તેમને જલદીથી પોતાને મળવા આવવા વિનતિ કરી પાદવિહાર કરતા કરતા અનેક શહેરો અને ગામો વટાવી હીરવિજયસૂરિ સ ૧૬૩૯ (ઈ સ ૧૫૮૩) ના જેઠ વદિ તેરસના રોજ પોતાના સડસઠ વિદ્વાન સાધુઓ સાથે અકબર બાદશાહને આગ્રા નજીક ફતેહપુરમા મળ્યા તેમણે અબુલફઝલને અને બાદશાહને જૈનધર્મનુ સાચુ સ્વરૂપ અને જૈનોનો કર્મનો સિદ્ધાત સમજાવ્યો જેથી તે બન્ને ઘણા જ ખુશ થયા હીરવિજય સૂરિ અન્ય કોઈ કિમતી ભેટ સ્વીકારતા ન હોઈ રાજાએ તેમને સોળમી સદીના પદ્મસુદરસૂરિના પુસ્તકો ભેટ આપ્યા જે તેમણે ફતેહપુરના સઘને સોપી ત્યા એક પુસ્તકભડાર બનાવરાવ્યો હીરવિજયસૂરિના ઉપદેશથી અકબર બાદશાહે પોતાના આખાએ રાજ્યમા પજુસણના આઠ દિવસ અને અને પજુસણ પહેલાના બે અને પછીના બે એમ બાર દિવસ – અહિસા પળાવવાનુ અને બાર ગાઉના ડામર તળાવમા માછના મારવાનુ બધ કરવાનુ ફરમાન કાઢ્યુ આ ઉપરાત વરસના બધા રવિવાર, ત્રણ અઠ્ઠાઈઓ (કાર્તિકી, ફાગણી અને અષાઢી) ના ચોવીસ દિવસ અને અકબરની પોતાની વરસગાઠનો દિવસ – આ બધા દિવસોમા પોતાના રાજ્યમા હિસા બધ કરાવી પોતે પાચસો ચકલીઓની જીભ ખાતો હતો તે વગેરે માસાહાર અને હિસા ત્યજી દીધી બધા ધર્મના પડિતોને ભેગા કરી તેમની સમક્ષ અકબર બાદશાહે હીરવિજયસૂરિને 'જગદ્ગુરુ'નુ બિરુદ આપ્યુ તેમના ઉપદેશથી અકબર બાદશાહે જજીઆવેરો કાઢી નાખ્યો જેતો વણિક અને જોહાશાહનો પુત્ર વિજયરાય એ બન્નેની કસોટી કરી અકબર બાદશાહે તેમને હીરવિજયસૂરિ પાસે દીક્ષા અપાવી અને તે બન્ને હીરવિજયસૂરિના પાતશાહી શિષ્યો કહેવાયા અકબરના દરબારમાથી ગુજરાતમા પાછા ફરતા વચ્ચે વિહારમા હીરવિજયસૂરિએ મેડતાના નવાબ મીરજાખાનને પ્રતિબોધ આપ્યો પોતાના પટ્ટધર શિષ્ય વિજયસેનસૂરિના પટ્ટધર વિજયદેવસૂરિને હીરવિજયસૂરિએ જાતે સિરોહીમા દીક્ષા આપી હીરવિજયસૂરિ વિહાર કરતા કરતા પાટણ આવ્યા ત્યારે તેમના શિષ્ય શાતિચદ્ર ઉપાધ્યાયના ઉપદેશથી બાદશાહે પોતાના રાજ્યમા છ માસ કોઈએ જીવહિસા કરવી નહિ તેવુ ફરમાન કાઢ્યુ ખભાતના ખોજા સરદારને પણ હીરવિજયસૂરિએ પ્રતિબોધ આપી અહિસાપ્રેમી બનાવ્યો તેમના શિષ્ય નદવિજય શતાવધાની હતા

અમદાવાદના સુલતાન આજમખાનને તેમણે ધર્મપ્રેમી બનાવ્યો હતો અને તે તેમને ઘણુ માનપાન આપતો તેમના વિદ્વાન શિષ્ય ભાણુચદે અકબર બાદશાહને સૂર્યદેવના હજાર નામ સભળાવ્યા તેમની વિદ્વતા અને ઉપદેશથી ખુશ થઈ બાદશાહે તેમને શત્રુજય પર્વત બક્ષિસમા આપ્યાનુ ફરમાન લખી આપ્યુ જે તેમણે હીરવિજયસૂરિને મોકલી આપ્યુ (તે સમયે હીરવિજયસૂરિ રાધનપુરમા હતા) અબુલફઝલે પોતાની નવજન્મા પુત્રીના હિતાર્થે એક લાખ રૂપિયા ખર્ચી કરમચદ, માનસિંગ, થાનસિગ આદિ હીરવિજયસૂરિના ભક્તો મારફત 'અષ્ટોત્તરી સ્નાત્ર' (એક મોટી પૂજાનો પ્રકાર) કરાવ્યુ હતુ અકબર બાદશાહે દશ હજાર રૂપિયા ખર્ચી ભાણુચદ મુનિને ઉપાધ્યાયપદ અપાવ્યુ હતુ આ ભાણુચદ ઉપાધ્યાયના શિષ્ય સિદ્ધિચદ પણ એક વિદ્વાન અને ભના મુનિ હતા બાદશાહ અકબર તેમને પણ માન આપતો અને વદન કરતો હીરવિજયસૂરિના પટ્ટશિષ્ય વિજય સેનસૂરિથી પ્રભાવિત થઈ અકબર બાદશાહે તેમને 'સૂરિસવાઈ'નુ બિરુદ આપ્યુ હતુ પાટણના સુલતાન કાસમખાનને પણ હીરસૂરિએ પ્રતિબોધ આપ્યો હતો અમદાવાદના સુલતાન મુરાદશાહને પણ તેમણે પ્રતિબોધ આપ્યો હતો હીરવિજયસૂરિ પાટણથી સઘ કઢાવી શત્રુજયની યાત્રાએ ગયા ત્યારે બહોતેર ગામના મોટા સઘો અને અનેક નાના સઘો ત્યા એકઠા થયા હતા અને માનવમહેરામણનો પાર ન હતો તેમની સાથે એક હજાર ઉપરાત સાધુઓ હતા હીરવિજયસૂરિએ પાટણમા આઠ, ખભાતમા સાત, અમદાવાદમા ૭, સીરોહીમા બે, સાચોરમા બે, અભરામાબાદમા એક, ફત્તેહપુરમા એક, કુણગિરિમા એક, મહેસાણા મા એક, સોજીત્રામા એક, બોરસદમા એક, આમોદમા એક, ગાધારમા એક, રાધનપુરમા એક એમ કુલ ચોત્રીસ ચોમાસા કર્યા હતા અને તેમનુ છેલ્લુ પાત્રીસમુ ચોમાસુ ઊનામા થયુ, જ્યા સવત ૧૬૫૨ (ઈ સ ૧૫૯૬)ના ભાદરવા સુદ અગિયારસના શુભ દિવસે અગણોતેર વરસની ઉમરે તેમનો સ્વર્ગવાસ થયો હતો. અગણોતેર વરસના આ જીવનકાળમા હીરવિજયસૂરિએ સેકડો મદિરો – મૂર્તિઓની પ્રતિષ્ઠાઓ અને તપ, જ્ઞાન અને ધર્મના બીજા અનેક કાર્યો કર્યા હતા તેમણે અનેક ગ્રથોનુ સશોધન પણ કર્યુ હતું અને એ સીએક સજ્ઝાયો લખી હતી તેમણે એકસો આઠ શિષ્યોને દીક્ષા આપી હતી, એકસો આઠ મુનિઓને પડિત – પન્યાસ પદ આપ્યુ હતુ અને સાઠ મુનિઓને ઉપાધ્યાય પદ આપ્યુ હતુ એમાના વિમળહર્ષ, કલ્યાણવિજય, શાતિચદ, પુણ્યવિજય

(મુનિવિજય), સોમવિજય ભાણુચંદ, સુમતિવિજય અને શાંતિસાગર એ આઠ તો મહાપ્રભાવશાળી ઉપાધ્યાયો હતા તેમના સેંકડો વિદ્વાન પ્રશિષ્યો પણ હતા તેમણે વિજયસેનસૂરિ[૮૨] એકનાને જ આચાર્યપદે સ્થાપ્યા હતા (સ ૧૬૨૮ – ઈ સ ૧૫૭૨), જે તેમના પછી તપગચ્છના ૫૯ મા પટ્ટધર બન્યા હીરવિજયસૂરિનો કુલ બે હજાર મુનિઓનો પરિવાર હતો તેમણે આખાએ ઉત્તર, પૂર્વ અને પશ્ચિમમા હિંદુસ્તાનનો પ્રવાસ ખેડયો હતો તેઓ દ્વેષરહિત, સમતાશીલ, ગંભીર, અભિમાનરહિત, અને આત્મપ્રશંસારહિત પરગુણપ્રશંસક અને સ્વપરશાસ્ત્રના ઊંડા અભ્યાસી હતા અકબર બાદશાહપ્રતિબોધક યુગપ્રધાન આચાર્ય તરીકે તેમનુ નામ આજે પણ ઈતિહાસમા પ્રસિદ્ધ છે[૮૩]

સાહિત્યદૃષ્ટિએ વિચારતા હીરવિજયસૂરિરાસ હીરવિજયસૂરિનુ એક પદ્યમય સુદર જીવનચરિત્ર છે મધ્યકાલીન ગુજરાતી સાહિત્યમા અનિવાર્ય એવુ કેટલુક સાપ્રદાયિક તત્ત્વ બાદ કરતા હીરવિજયસૂરિરાસની કેટલીક સાહિત્યિક સિદ્ધિઓ નોંધપાત્ર છે તેમા મુખ્યત્વે ચરિત્ર – રાસના નાયક હીરવિજયસૂરિના જીવન અને કાર્યસિદ્ધિનુ નિરૂપણ છે શરૂઆતમા સરસ્વતીની ભાવપૂર્વક સ્તુતિ કરી કવિ જૈનોના પ્રથમ તીર્થંકર ઋષભદેવ ભગવાનનુ સ્મરણ કરે છે પછી હીરવિજયસૂરિના જન્મસ્થાન પાલણપુરના કવિએ કરેલા સુદર વર્ણનમા કવિની નગરવર્ણનશક્તિ જોવા મળે છે (પૃ ૬ થી ૧૦)

આ પછી હીરવિજયસૂરિની બેતાલીસ પેઢીનુ વર્ણન કરતા કવિએ કેટલાક સુંદર સુભાષિતો આપ્યા છે દા ત

(૧)

'ચિત્ત અનુબંધે માણસે, જે અનુરાગ ધરત,
સૂકે હાડ શિઆળ જિમ, લાળે પેટ ભરત
હાકલિહીઓ હાથ કરી તન ખચી મન વારિ
જે નર ગયા ન માનીએ,[૮૪] અંગણ તાસ નિવારિ
મીઠુઓ કડુઓ લીબડો, જો આપોપે[૮૫] દેશ
દ્રાખે મંડપ મોરીઆ, કહા કીજે પરદેશ
ભમરા ભાખર દીહડા[૮૬] લીબ ચઢીને દેન,
કેતક મોરે શારદમા, વળી હોસ્યે રેંગરેન
ખિણુ ખાડો ખિણુ વાટ્લો, ખીણુ લાબો ખીણુ લીહ[૮૭]
દૈવ ન દીધા ચંદને, સરખા સવેં દીહ

(૨)

ગીત કરિ સ્વર હોએ ભગ, પરસેવો ને ઢીલો અગ,
સૂરમિન ધરે ગયો ચદો, કળા ઝાખતા સુખડુ મદો
દિહકાતિ પનાસનો પાન, અણતેડયા જતા ગઈ સાન

(૩)

વચન વસ્ત્ર રૂપજ ભણુ, વિદ્યા ઝાઝુ ધન્ન,
રૂપભ કહે પાચે ગુણે, શોભે પુરષ રતન્ન
વિનય વિવેક વિદ્યા ભલી, વિપુલ લચ્છી વૈરાગ,
જશ નર પાચ વધા વધ્યા, બહુ સુખ દુખનો ત્યાગ '

પાનનપુરના કોટવાધિપતિ ભાઈઓ 'ઓહડ રોહડની કથા' પણ કવિએ સુદર રીતે આલેખી છે (પૃ ૧૦ થી ૧૫). કુમારપાળરાસ અને હિતશિક્ષારાસમા સાચા વણિકનુ જેવુ સ્વરૂપ આલેખેલુ છે, લગભગ તેવુ જ વર્ણ। કવિએ અત્રે પણ આપ્યુ છે (પૃ. ૧૮, કડી ૫ થી ૭) આ પછી હીરવિજયસૂરિના જન્મ અને જન્મમહોત્સવનું વર્ણન આવે છે અત્રે પૃ ૨૩–૨૪ ઉપર 'બાલહીર'નુ કવિએ એક સુન્દર શબ્દચિત્ર રજૂ કર્યું છે તત્કાલીન બાળકના પોષાક અને અલકાર આદિની તેમા સુંદર માહિતી આપી છે અને સ્વભાવોક્તિથી કવિએ બાળક હીરવિજયસૂરિનુ એક સુદર અને હૂબહૂ ચિત્ર ખડુ કર્યું છે સારા શબ્દચિત્રો દોરવાની કવિની શક્તિનો એ સુદર નમૂનો છે હીરકુમારના માતપિતાના મૃત્યુના વર્ણન સમયે કવિએ બીજો એક સુદર કાવ્યખડ 'કાળે જગ ખાધો સહી, કુણે ન ખાધો કાળ' (પૃ ૨૬, કડી ૧ થી ૪) આપ્યો છે કવિએ તેમા વાપરેલી આયુષ્યરૂપી લાકડુ, રવિશશિરૂપ કરવત અને કાળરૂપી સુથારની ઉપમાઓ ખરેખર આકર્ષક છે વળી માણસ માત્ર મૃત્યુને પાત્ર છે અને માનવી પૃથ્વી ઉપર આવી પોતાનો પાઠ ભજવી–નાટક નાચી ચાલ્યો જાય છે એ ઉપમાવાળી બે પક્તિઓ જે કવિએ આ જ રાસમા આગળ પૃ ૨૪૯ ઉપર તેમ જ 'હિતશિક્ષારાસણ'મા પણ વાપરી છે તે શેકસપિયરની સુપ્રસિદ્ધ બે અગ્રેજી પક્તિઓ –

This world's a stage,

And men and women mearely actors'

ની યાદ આપે છે ઋષભદાસે એ પક્તિઓ વાચી હોવા સભવ જ નથી કારણ કે તેમને અગ્રેજી ભાષાના જ્ઞાનનો પ્રસગ જ નહોતો છતા

આગવ મહાકવિ શેક્સપીયર જેવો ભાવ રજૂ કરવા તે શક્તિમાન થયા છે. માનવીના હૃદયના ભાવો ભાષા આદિના વાહનથી પણ પર છે અને એક ભાષાનો કવિ બીજી ભાષાના કવિ જેવા જ ભાવો એકબીજાના પરિચય વિના પણ સુન્દર રીતે રજૂ કરી શકે છે તેનો આ સુંદર દાખલો છે પૃ ૩૨-૩૩ ઉપર હીરકુમાર અને તેમની બહેન વચ્ચેના 'ભાઈ ભગિની સંવાદ'માં આવતા બે કાવ્યખંડો 'દોહિલો સંયમ' અને 'સંસાર સ્વરૂપ' પણ નોંધપાત્ર છે. યુવાન વયમાં વિધવા બનેલી અમરચંદ નામના શ્રેષ્ઠીની પુત્રી કપૂરના ઉલ્લેખ સમયે કવિએ 'વિધવાનું દુઃખ' (પૃ ૩૩) પણ સચોટ રીતે આલેખ્યું છે પૃ ૪૮ ઉપર 'પુણ્ય નહિ રે ગુણ વડા', પૃ. ૫૯ ઉપર 'ભોગ ને મોટું દુઃખ હોય' તથા પૃ ૬૬ ઉપર 'હીરદેશના' એ ત્રણ કાવ્યખંડો નોંધપાત્ર છે પૃ ૮૧-૮૨ ઉપર અકબરબાદશાહની દેશવિદેશની મોળસો રાણીઓનું વર્ણન કવિની શૃંગારવર્ણનશક્તિનો સુંદર નમૂનો છે પ્રસંગોપાત કવિએ વર્ણવેલા સ્ત્રીઓના ચાર પ્રકાર – પદ્મિની હસ્તિની, ચિત્રણી અને શંખિણી – પણ નોંધપાત્ર છે પૃ ૮૬-૮૭ ઉપર કવિએ 'સાચા સાધુનો નાદ' (કડી ૧ થી ૯)માં સાચા પવિત્ર સાધુ જીવનનો ઠીક ચિતાર આપ્યો છે સાચું સાધુજીવન કેમ જીવવું અને કદાચ પતનનો પ્રસંગ આવે તો કેમ ઊગરવું તે કવિએ અત્રે સુંદર રીતે સમજાવ્યું છે. પૃ. ૧૩૪ ઉપર 'શંકર ગુણી કે નિર્ગુણી' એ ઉપરનો નીચેનો ટૂંકો 'બીરબલ – હીરસૂરિ સંવાદ' હીરવિજયસૂરિના અને સાથે કવિના તર્કશાસ્ત્રના જ્ઞાનનો સુંદર નમૂનો છે

'શંકર સગુણ નિર્ગુણ કહો મોય, હીર કહે તે સગુણ હોય,
બીરબલ બોલ્યો તેણીવાર, શંકર નિર્ગુણ સહી નિરધાર '
હીર કહે તુહ્મ સુણો નરીશ, જ્ઞાની કે અજ્ઞાની ઈશ,
બીરબલ કહે જ્ઞાની જગ, હીર કહે બુધ હીઅડે ધરો
જ્ઞાન તે ગુણ અવગુણ કહો રાય, બોલી ન શકે તેણે ઠાય,
બીરબલ બાધણો જસે, અકબર ઘણું પ્રશંસે તમે '

પૃ ૧૩૫થી ૧૩૭ ઉપર કવિએ જુદા જુદા ધર્માનુયાયીઓની સરખામણી કરી નિર્ગ્રંથ (જૈન) મુનિઓની પ્રશંસા કરી છે કાંઈક અંશે પરધર્મ અસહિષ્ણુતાનો દોષ બાદ કરતા ૨૪ કડીનો એ પ્રસ્તાવ કવિની કવિત્વ-શક્તિનો સુંદર નમૂનો છે. 'બધા ધર્મ ખોટા અને અમારો જ ધર્મ સાચો' એ મધ્યકાલીન સાહિત્યની અનિવાર્ય સાંપ્રદાયિકતા બાદ કરતા એ આખોય

પ્રસ્તાવ કવિની કવિત્વશક્તિની સરસ પિછાન કરાવે છે સર્વધર્મસમભાવનાના આ જમાનામા જૈનેતર વાચકોને એ જરૂર ખૂચશે – અરુચિકર લાગશે આ પછી પૃ ૧૩૭ ઉપર 'નિસ્પૃહિ હિરવિજયસૂરિ' એ કાવ્યખ ડમા કવિએ અકબર બાદશાહના મુખે સાચોનિર્ગ્રંથ મુનિ કેવો હોવો જોઈએ તે સુદર રીતે બતાવ્યુ છે વળી 'અકબર મહાત્મ્ય' (પૃ ૧૩૮–૧૪૧) વર્ણવતા કવિએ બુદ્ધિ કૌશલ્યના રમૂજી પ્રસગોથી હાસ્યરસની ખિલવણી કરી તેના વધુ પોષણ અર્થે ખત્રાણીના દષ્ટાતમા કાવ્યકનાના ભયાનક અને બીભત્સ રસ તથા દૈવી અ શ આદિનો પણ સુદર આશરો લીધો છે અકબરના મહાત્મ્યની સાથે સાથે કવિની કાવ્યચાતુરીનો એ સુદર નમૂનો છે અકબર બાદશાહે હીરવિજયસૂરિને ફતેહપુરમા વધુ રોકાવાની વિન તી કરતા સાધુ પુરુષને સ્થિરવાસ કરવો અનુચિત છે તે કવિ હીરવિજયસૂરિના મુખે એક સુંદર સુભાષિત દ્વારા સમજાવે છે

> 'સીપીહર ન ગ સાસરે, સ યમિ આથિર વાસ,
> એ ત્રણે અળખામણા, જો મ ડે ચિરવાસ'

પૃ ૧૫૦–૧૫૧, કડી ૨૨ થી ૨૯ માં મેડતામા હીરવિજયસૂરિએ મીરઝાખાન સમક્ષ મૂર્તિપૂજાનુ સુદર પ્રતિપાદન કર્યું છે વળી તેની સમક્ષ હીરવિજય સૂરિએ ગૃહસ્થ અને સાધુમાં શુ ફેર છે તે સમજાવતા સુદર રીતે વર્ણવ્યો છે 'સાચો યતિ' (પૃ ૧૫૭) 'હીરવિજયસૂરિનો ધર્મોપદેશ' (પૃ ૧૬૩, કડી ૧૦ થી ૧૬) કવિએ આલેખેલી સાચી વૈરાગ્યભાવનાનો સુદર નમૂનો છે પૃ ૧૬૪–૬૫ ઉપર 'છતા ભોગને છોડનાર વિરલ હોય છે' એ ટૂ કો કાવ્ય ખ ડ પણ નોધપાત્ર છે ખ ભાતના સુનતાન હબીબલો અને હીરસૂરિ વચ્ચે મોહપત્તિ અને થૂ ક અ ગે થયેલો નીચેનો સ વાદ રસપ્રદ છે

'હબીબલો હીરસૂરિસ વાદ'

> હબીબલો એક પ્રશ્ન પૂછ તો, કાપડો કયુ બ ધેઈ રે ?
> થુ ક કિને ઉપરિ જઈ લાગે, તેણિ બાધ્યાહે એહી રે
> હબીબલો ત્યહા ફરી ઈમ પૂછે, થુ ક નાપાક પાકી રે ?
> હીર કહે મુખમા તવ પાકી, નીકલ્યા તામ નાપાકી રે

કારણ કે કહ્યુ છે કે–

> દ ત કેશ નખ મૂરિખ નરા, ધરિ બેઠાં એ શોભે ખરા
> દુધ વૈદને પ ડિત કહ્યો, થુ કિ ઠામ મુકયે ગુણ ગયો.
> (પૃ ૧૬૮)

(દાત, વાળ, નખ, મુર્ખ માણસ, દુધ, વૈદ્ય, પંડિત અને શુક એ આઠે પોત પોતાને સ્થાને શોભે છે પણ સ્થાન ભ્રષ્ટ થતા તેમના ગુણ પણ ભ્રષ્ટ થાય છે) શ્રીરાગ, પંચમ, નદ, મેઘ, વસંત અને ભૈરવ એ ૭ મુખ્ય રાગો અને એ દરેકના ૭ ૭ પ્રકાર ગણતા કુલ છત્રીસ રાગો (જેમા ભોજક લોકો હીરવિજયસુરિના ગુણો ઉત્નાસથી ગાઈ રહ્યા છે) એમ '૭ રાગ અને છત્રીસ રાગિણિ' (પૃ ૧૭૦–૧૭૨ કડી ૧ થી ૮) તથા આમાના કેટલાક રાગોની મહત્તા સમજાવતા પંદર સુભાષિતો – દુહાઓમા કવિના સંગીત વિષેના ઉંડા જ્ઞાનનો પરિચય થાય છે 'ત્રણ વિરલા' નો કાવ્ય ખંડ પણ નોંધપાત્ર છે પૃ ૧૯૨ થી ૧૯૪ ઉપર સ્પષ્ટ દેખાતા સાંપ્રદાયિક વિરોધ સાથે કવિએ વર્ણવેલો વિજયસેનસૂરિનો અકબર બાદશાહ સમક્ષ ઉગ્ર 'શૈવ જૈન વિવાદ'–વિજયસેનસુરિની વાદવિવાદશક્તિનો સારો પરિચય આપે છે પૃ ૨૦૦ થી ૨૦૫ ઉપર શત્રુંજય પર્વતનુ ટૂંક વર્ણન તથા શત્રુંજયની યાત્રાના લાભનુ વર્ણન છે પૃ ૨૦૬ થી ૨૦૮ સુધી હીરવિજયસૂરિ સાથે આવેલા મહોતેર સંઘોનુ વર્ણન છે પૃ ૨૦૯ થી ૨૧૦ ઉપર કવિએ–સંઘે શત્રુંજય ઉપર યાત્રા–પૂજા કેવી રીતે કરી તે દર્શાવતુ કડખા – રાગ આસાવરીમા ૧૪ કડીનુ એક સુંદર ગેયગીત આપ્યુ છે પૃ ૨૧૩ ઉપર હીરવિજયસૂરિએ કેટલા ચોમાસા કયા કયા કર્યા તેનુ વર્ણન છે પૃ ૨૧૪, કડી ૩–૪ મા શત્રુંજય નદી ઉપર આવેલા વનના પ્રકૃતિ સૌંદર્યનુ કવિએ ચાર જ લીટીમા સુંદર વર્ણન કર્યું છે

'પુન્નાગ નારિંગ નાગ, ઉગ્યા સીસવે સાગ,
તાન તમાલ રસાલ, ત્રીઅંગ જાબુહ તાલ
અશોક આબિલી અંબ દીશે કેલના થંભ,
દાડમ વૃક્ષ ગંભિર, તેણે શોભે નદીના નીર'

તે જ પૃ કડી ૮ અને ૯ મા બીજી ચાર લીટીમા વર્ણવ્યો છે તોફાને ચઢેલો –

'સાગર'

'મચ્છ પ્રગટ બહુ થાય, ભયંકર સમન જ દેખાય,
વાહણ પાતાલ સ્હા જાય, ગગન લગી ઉંચુ થાય
વાહણે ચઢયો એકવાર, ગાજે ગગન અપાર,
ઉલ્હાસ સાગર નીર, ગાજે સમલ ગંભિર

પૃ ૨૨૦ થી ૨૨૫ સુધી હીરવિજયસૂરિના તપ, જ્ઞાન અને ઉત્તમ કાર્યોનુ વર્ણન છે તેમના મૃત્યુ પછી પણ લોકો તેમને યાદ કરતા હતા તેમના સાધુઓના તો તે આધારરૂપ હતા કવિએ અત્રે 'હીરવિજયસૂરિનાં સભારણાં' (પૃ ૨૨૫) સુન્દર ઉપમાઓથી વર્ણવ્યા છે મૃત્યુ સમીપ આવતા હીરવિજયસૂરિએ ભાવેલી 'ક્ષમાપના ભાવના' તથા પૃ ૨૨૯ ઉપર 'જીવન એળે નહિ ગુમાવવા વિષે' એ બે સુન્દર કાવ્યખડો પણ નોધપાત્ર છે હીરવિજયસૂરિએ કાળ કર્યો — સ્વર્ગવાસ પામ્યા ત્યારે તેમનુ શબ પધરાવવા માટે તૈયાર કરેલી પાલખી(માડવી)નુ કવિએ કરેલુ ટૂક વર્ણન (પૃ ૨૪૩) પણ નોધપાત્ર છે પૃ ૨૪૮–૪૯ ઉપર હીરવિજયસૂરિના સ્વર્ગવાસની જાણ થતા 'ડેહ ન દીજે ગુરુ હીરજી' એ પક્તિથી શરૂ થતો ૧૫ કડીનો તેમના પટ્ટશિષ્ય 'વિજયસેનસૂરિનો કરુણ વિલાપ' કવિએ આલેખેલો કરુણરસનો સુન્દર નમૂનો છે કરુણરસની ખિન્નવૃત્તિ માટે કવિએ તેમા વાપરેલી ઉપમાઓ ખાસ નોધપાત્ર છે

(૧) જેણે તરુઅરે આવી કરી, પૂરતા પખી આવાસ રે,
તે તરુ હવે ઉન્મૂલીઓ, દયા ન દેખુ તાસ રે

(૨) હીરજી હસલો તે ઉડીઓ, માનસરોવર મેલ્હિ રે

(૩) કલ્પદ્રુમ રે કહો કિહા ગયો, દીસે ન દખ્યણાવત શખ રે,
કિહા ગયો પુરૂષો રહેમનો મુખ દેખત હુએ વખ રે
મોહણવેલી રે સૂકી સહી, ન દીસે ત્રિભુવનસૂર રે,
ધોરી ધર્મ રે ન મુકી તો તું હતો પુણ્યનો અકૂર રે
ત્રિભોવન નાયક હીરજી મેરૂ ગિરિ પર ધીર રે,
ઉપગારી જસ મેહનો' શાતિ ગગાનુ નીર રે
તુ સહી સાયર સિદ્ધાતનો, તુ જિનશાસન ચદ રે,
રમણ ચિતામણિ તુ સહિ, તું જગ સુરતરુ કદ રે

નલ્દભદાસે વર્ણવેલો વિજયસેનસૂરિનો આ 'કરુણ વિલાપ' પ્રેમાનદ નયસુન્દર અને સમયસુન્દરના કરુણરસઆલેખનની યાદ આપે તેવો છે પૃ ૨૪ ઉપર કવિએ ઉચ્ચ જીવન જીવનારને મરણનો ભય શો એ વિષે ટૂક પણ સુન્દર કાવ્યખડ આપ્યો છે મહાવીરસ્વામીની પાટે સુધર્મા સ્વામી થયા તેમની પાટે જબૂસ્વામી બીજા પટ્ટધર બન્યા અને ત્રીજા પટ્ટધર પ્રભવ સ્વામી થયા આ જબૂસ્વામી અને પ્રભવસ્વામીના જીવનોને ઉલ્લેખ કરતો 'જબૂપ્રભવસવાદ' (પૃ ૨૫૩) પણ એક સુન્દર કાવ્યખડ છે

પૃ ૨૭૪ થી ૩૦૪ સુધીમા હીરવિજયસૂરિ, તેમના કેટલાક સાધુઓ અને શ્રાવકોના ગુણોનુ વર્ણન આવે છે હીરવિજયસૂરિના કેટલાક સાધુઓ અને શ્રાવકોનો ઉલ્લેખ આ રાસમા આગળ પણ આવી ગયો છે એટલે અત્રે થોડો પુનરુક્તિદોષ સહેજે જણાઈ આવે છે પોતાના ગુરુ આદિના વર્ણનમા અને બીજે કેટલેક સ્થળે પણ ઋષભદાસની કૃતિઓમા આ પુનરુક્તિદોષ સામાન્ય જણાય છે વિગતની વધુ સ્પષ્ટતા માટે યા અમુક વસ્તુ વધુ ભારપૂર્વક જણાવવા માટે તે આમ કરતા હોય તેમ જણાય છે હીરવિજયસૂરિના હિમતવાન, બહાદુર અને દયાળુ ભૈરવશા જેવા અનેક શ્રાવકો હતા તેમનો અકૂ૯ નામનો શ્રાવક તો કવિ હતો અને ઋષભદાસની માફક લક્ષ્મી અને સરસ્વતી તેના ઉપર પ્રસન્ન હતા કવિ કહે છે કે અકૂ જેવી 'લક્ષ્મી અને સરસ્વતી બન્નેની પ્રાપ્તિ તો પુણ્યશાળીને જ થાય છે' (પૃ ૨૮૨, કડી ૧૩–૧૫) હીરવિજયસૂરિમા રસના ત્યાગનો ઉત્તમ ગુણ હતો આ ઉપર તેમણે એક વખત ગોચરી (ભિક્ષા)મા આવેલી ખારી ખીચડી પણ બોલ્યા ચાલ્યા વિના ખાઈ જવાનો દાખલો કવિએ ટાકયો છે શિષ્યોએ આમ કરવાનુ કારણ પૂછતા તેમણે જણાવ્યુ

'સ્યુ ઉહનુ ને સ્યુ તાહડુ, જો આણ્યો વઈરાગ
કુણ બરટી કુણ બાજરી, જો રસ કીધો (જેણે) ત્યાગ'
(પૃ ૨૮૩, કડી ૧)

અત્રે કવિએ તેમના મુખેથી 'રસ ત્યાગ' (પૃ ૨૮૬ થી ૨૮૮) ઉપર કરગડુ મુનિ, ધર્મરુચિ અણગાર, વિદ્યાસાગર મુનિ, મુનિ ચંચેના 'મામાભાણેજ' અને પ્રસન્નચદ્રરાજર્ષિ આદિના સુદર ઉલ્લેખો ટાકયા છે 'મામા ભાણેજ'નુ દૃષ્ટાન્ત ખાસ આકર્ષક છે હીરવિજયસૂરિનો બીજો ગુણ સમભાવ – સમતા હતો, જે કવિએ સાચો ઋષિ' (પૃ ૨૮૯) એ કાવ્યમા વર્ણવ્યો છે હીરવિજયસૂરિમા 'પરગુણગ્રહણ અને અભિમાનરહિતપણુ' (પૃ ૨૯૧–૯૨), નિર્મળ જ્ઞાન, ગુરુઆજ્ઞાપાલન, એકાત આત્મધ્યાન અને નિસ્પૃહતા એ પણ તેમના ઉત્તમ ગુણો હતા અત્રે કવિએ એ ગુણોની મહત્તા સમજાવવા શાલિભદ્ર, નીકાઋષિ આદિ ઉત્તમ મુનિઓના ઉલ્લેખો સહિત 'દેહમાટી અને જીવરત્ન' (પૃ ૨૯૬–૯૭)નો એક ઉત્તમ કાવ્યખડ આપ્યો છે હીરવિજયસૂરિ તેમા ઉલ્લેખાયેલા નીકાઋષિ જેવા આત્મધ્યાની અને નિસ્પૃહી હતા હીરવિજયસૂરિના બીજા અનેક ગુણોનુ વર્ણન કવિએ 'હીર પ્રશસ્તિ' (પૃ ૩૦૨–૬, કડી ૧ થી ૧૦ અને ૧૮ થી ૨૩) ના કાવ્યખડમા

સુંદર રીતે કર્યું છે એમા જણાવ્યા પ્રમાણે તપ, બ્રહ્મચર્ય, વૈરાગ્ય લબ્ધિમહિમા, રૂપ, તીક્ષ્ણબુદ્ધિ, સૌભાગ્ય વાદશક્તિ, ઉંડુ જ્ઞાન, રાજ્યમા આદરમાન, મોટો પરિવાર, ક્ષમા, ગાભીર્ય, ધૈર્ય, પરોપકારવૃત્તિ, ઉગ્ર વિહાર, હાથી જેવી ઉત્તમ ચાલ, ચદ્રના જેવી શીતળતા, કચનવર્ણી કાયા ગુપ્તેન્દ્રિયપણુ સહનશીલતા ચાસનભાગ્વહનપણુ અપ્રમાદ ગભીર વાણી, ગાગદ્વેષરહિતપણુ અને નિર્લેપપણુ આદિ બીજા અનેક ગુણો તેમનામાં હતા કવિએ આ કાવ્યખડમા વાપરેલી ઉપમાઓ અને ઉત્પ્રેક્ષાઓ તેમ જ ઉલ્લેખો (allusions) નોધપાત્ર છે કડી ૯, પક્તિ ૨ જી, અને કડી ૧૦ ખાસ આકર્ષક છે તેમના શિષ્યોમા પણ ઘણા તપસ્વી, જ્ઞાની અને વાદી હતા પદ્મસાગર નામના તેમના શિષ્યે સીરોહીના રાજાના દરબારમા જગન (યજ્ઞ) ઉપર નરસિંહ નામના બ્રાહ્મણ સાથે વાદ વિવાદમા જીત મેળવી હતી બ્રાહ્મણોએ કહ્યુ કે અજ – બકરો એમ કહે છે કે, 'હે બ્રાહ્મણ! મને જલદી મારો કે જેથી પશુના ભવમાથી છૂટીને સ્વર્ગમા જાઉ ' 'પદ્મસાગરે કહ્યુ કે 'ના' બકરો એમ કહે છે કે 'અમે ભલે પશુ રહ્યા અમારે સ્વર્ગમા જવુ નથી તમારાં સ્વજનોને જ સ્વર્ગમા મોકલો અને દેવ બનાવો ' આમ વિપ્રો હાર્યા અને માનભ્રષ્ટ થયા[૯૦] વળી એક વાદી પ્રતિમાનું ઉત્થાપન કરતો હતો તેણે એક યુક્તિ રજૂ કરી કે ધારો કે એક પુરુષ મૃત્યુ પામે છે પછી તેની સ્ત્રી તેની પ્રતિમા બનાવરાવી તેને પૂજે તો તે તેને શુ આપવાનો હતો? પદ્મસાગરે કહ્યુ કે એમ નહિ એમ ધારો કે તે પુરુષને બે સ્ત્રીઓ છે અને તે પરદેશ જાય છે પછી તેની સ્ત્રીઓ તેની પ્રતિમા બનાવી એક તેની પૂજા કરે છે અને બીજી તેની પ્રતિમા પર પગ મૂકે છે અને તેના ઉપર થૂકે છે પછી પુરુષ પરદેશથી પાછો આવે છે તેની પૂજાભક્તિ કરનાર સ્ત્રીને તે માન આપે છે અને

'ચૂડી કરીયે યારડી રડા શીરી સારી '
ઋષભદેવ નર આપણો આપણ બે હુએ નારી,
પૂજે તે પત્ની લહે, ભુડી સાવરણી સારી

આમ આ વાદવિવાદમા પણ પદ્મસાગરની જીત થતાં રાજા તેમના ઉપર ખુશ થયો વળી દિગબર સાધુઓ સાથે પણ તેમને વાદવિવાદ થયો દિગબર સાધુઓ કેવળીને આહાર નહિ અને નારીને મોક્ષ નહિ તેવી સ્થાપના કરે છે[૯૧] પદ્મસાગરે તેમને પણ વાદમા જીત્યા અને વ્યગમા

કવિએ સંસ્કૃતમાં એક અનુષ્ટુપ શ્લોક મૂક્યો છે કે:

रात्रौ लिङ्ग पतेः पश्य, प्रभाते देवदर्शनात्।
मध्यान्हे च गुरुं दृष्टवा, मुक्तिर्नास्ति दिगम्बरी॥

સોળમી-સત્તરમી સદીમાં જૈનોના શ્વેતાંબર અને દિગંબર ફિરકાઓમાં પણ કેટલો બધો ઉગ્ર મતભેદ પ્રવર્તતો હતો તે સમજવા માટે ઉપર્યુક્ત શ્લોક જ બસ છે.

કેટલાકને માટે પરધર્મઅસહિષ્ણુતા એટલી ઉગ્ર નહિ તો પણ સંપૂર્ણપણે દૂર થવી આજે પણ કેવી મુશ્કેલ છે?

હીરવિજયસૂરિના બીજા શિષ્ય કલ્યાણવિજય ઉપાધ્યાય પણ પ્રખર વાદી હતા. જેમણે રાજપીપલાના રાજા 'વછત્રવાડી'ના દરબારમાં બ્રાહ્મણો સાથે વાદવિવાદમાં જીત મેળવી હતી. વછત્રવાડી ન્યાયી, નીતિમાન અને દાનવીર રાજા હતો. તેના રાજ્યમાંથી કોઈ ભૂખ્યો પાછો જતો નહિ. એક વખત તેના રાજ્યમાં છ હજાર બ્રાહ્મણો ભોજન માટે આવ્યા હતા. તે વખતે બ્રાહ્મણોની સભા ભરીને તેણે કલ્યાણવિજય ઉપાધ્યાયને વાદવિવાદ કરવા તેડાવ્યા અને પોતે સાચો ન્યાય આપશે એમ જણાવ્યું. દેવ, ગુરુ, અને ધર્મ ઉપર ચર્ચા ચાલી. બ્રાહ્મણોએ જણાવ્યું કે દેવ–ઈશ્વર સર્વનો (૧) કર્તા (૨) હર્તા અને (૩) પાલનહાર છે. અને તે સઘળે સ્થળે વ્યાપેલો છે. કલ્યાણવિજય ઉપાધ્યાયે જણાવ્યું કે ઈશ્વર સઘળે વ્યાપ્ત ન હોય - અશુચિમાં તે શી રીતે વ્યાપ્ત હોય? વળી ઈશ્વર કર્તા નથી પણ કર્મ કર્તા છે. ગાયને મારી નાખે એવા અસુરને ઈશ્વર સર્જે નહિ. નીચ, ઊંચ, દુર્બલ, સુખી એમ જુદા જુદા પ્રકારના મનુષ્યો ઈશ્વર સર્જે નહિ. હણતાં હત્યા થાય અને પાળતાં પ્રેમ-રાગ થાય. આમ થતાં ક્રોધાદિક કષાયો થાય તો પછી રાગદ્વેષરહિત ઈશ્વરનો મેળ શી રીતે મળશે? વળી ખરો ગુરુ - બ્રાહ્મણ તે કહેવાય કે જે (૧) હિંસા (૨) જૂઠ (૩) અદત્ત (૪) મૈથુન અને (૫) પરિગ્રહ એ પાંચે વસ્તુનો ત્યાગ કરે. શૈવધર્મ ત્યારે સાચો ધર્મ કહેવાય કે જ્યારે તે કર્મને કર્તા માને પણ :–

દેવ અગ્નિ ને ઈસ, હરિ ઉછંગિ નારી,
ઉમયા ઇચ્છે મંસ (મહેશ), હાથિ ખડગ મુખિ મારિ.
પાણિ તીરથ જાસ, અજા મારતાં ધર્મ,
ગુરુ સંયોગિ જાસ, નામ કહેવાયે બ્રહ્મ.

ગૌ પૂછ પૂજે, મીસ નમાવે સાપને
કવિ ઋષભ એણી પરિ ઉચ્ચરે, કહિ પગિ તોર આપને ?

(પૃ ૩૦૧)

આમ વાદવિવાદમાં કલ્યાણવિજય ઉપાધ્યાયની જીત થઈ અને તેમનાં વખાણ કરી રાજાએ તેમને વસ્ત્રાનકાર આદિ ભેટ આપવા માંડયા પણ જૈન મુનિ રાજપિંડ ગ્રહણ કરતા નથી તેમ જણાવી તેમણે તે લીધા નહિ આમ હીરવિજયના એક કરતા એક ચડિયાતા શિષ્યો હતા. સકળચંદ ઉપાધ્યાય, શાતિચદ્ર ઉપાધ્યાય, ભાણચદ્ર ઉપાધ્યાય અને હેમચદ્રમુનિ એ તેમના ચાર શિષ્યો મોટા કવિ હતા પૃ ૩૦૬ કડી ૨૪થી૨૭મા ગુણ ગાવા તો સુગુરુના ગાવા કે જેથી આત્મકલ્યાણ થાય એમ કવિ જણાવે છે પૃ ૩૦૭-૮, કડી ૧ થી ૧૧મા કવિ શીતનાચાર્ય અને તેમના ચાર ભાણેજ-શિષ્યોએ પ્રાપ્ત કરેલ કેવળજ્ઞાનનો રસમય પ્રસગ 'ગુરુવંદનમહિમા'ના કાવ્યખડમા સુદર રીતે આલેખ્યો છે આ પછી પૃ ૩૦૯-૧૦, કડી ૧૦ થી ૧૩મા કવિ 'હીરવિજયસૂરિરાસ' જીવનસાર્થક કરવા તથા હિંસા કષાયો આદિ પાપકર્મો ત્યજી દેવાનો બોધ ગ્રહણ કરવા રચાયો છે તેમ જણાવે છે આવા ગ્રંથો વાચી જે મનુષ્યો પાપને પરિહરતા નથી તેઓ પાણીમા ભીંજાવા છતા ભેદાય નહિ તેવા પથ્થર સમાન છે એમ જણાવી કવિ પૃ ૩૧૦, કડી ૧ થી ૬ મા (૧) પથ્થર (૨) તેલ (૩) લોઢુ અને (૪) સિદ્ધરસલોહ જેવા 'મનુષ્યના ચાર પ્રકાર' વર્ણવે છે લગભગ આ જ પ્રકારનુ વર્ણન આગળ કવિએ 'ભરતબાહુબલીરાસ' મા પૃ ૯૬-૯૭ ઉપર કર્યુ છે ત્યા (૧) તેલ (૨) લોઢુ (૩) પાણી (૪) દૂધ અને (૫) સિદ્ધરસલોહ એવા મનુષ્યોના પાચ પ્રકાર વર્ણવ્યા છે આ પછી ભાવવાહી શબ્દોમા 'કવિપદ પૂજ્યોએ' (પૃ ૩૧૧-૧૨, કડી ૧ થી ૮) એ ગીતમા કવિ પોતાની નમ્રતા દર્શાવે છે (આગળ 'કવિની નમ્રતા' ના વિષયની ચર્ચાના સમયે તે આખુ યે ગીત આપેલુ છે) આ પછી આવા સુંદર રાસ રચવાનું કામ – ખાસ કરીને એ સમયમા, સત્તરમી સદીના પૂર્વાર્ધમા, સહેલુ નથી એમ કવિ જણાવે છે એ માટે તો કવિને આત્મસંયમ અને નીચેની સત્તર વસ્તુઓની જરૂર પડી છે

'સત્તર કક્કા'

કાજળ (૧) કાગળ (૨) કાંબળીઉ (૩) વળી,
કોડો (૪) કાની (૫) કાતર (૬) વળી,

કોટિ (૭) કહેડી (૮) કર (૯) કણુનું (૧૦) કામ,
કોડ (૧૧) ધરી કબ્યું ગુરુનું નામ.
કરણુ (૧૨) કરાનું (૧૩) કાય (૧૪) વશ કરી,
કરિતા (૧૫) કાવ્ય (૧૬) કવિત (૧૭) મન ધરી,
એણી પરેં શાસ્ત્ર તે કબ્યેં થાત
વાંઝી ન લહિ વીયાની વાત.
નિર્ગુણ માની ક્રોધી જેહ, કાઢે ખોડ વખોડે તેહ,
એહ જોડતાં દેહી વાર, એહ્યા બોલે વચન ગુમાર.

(પૃ. ૩૧૨, કડી ૪થી ૬)

તો પછી આવા રાસ શા માટે રચાતા હશે? એ પ્રશ્નનો ઉત્તર આપતાં આવા રાસ રચવા એ ઉત્તમ સ્વાધ્યાય છે એમ કવિ જણાવે છે.

'પણ એ જાણે દુષ્કર કામ, એક કહે સ્યાને કરે તામ;
કવિ કહે ખોટી મૂરખ ભાખ, પુણ્ય કાજે ખરચે નર લાખ.
તેણે જશકીરતિ બહુ જોય, તેહથી આ પૂણ્ય અધિકું હોય.
મન વચન કાયા થિર થાય, રૂંધે પાપ ને પૂણ્ય બંધાય,
રહ લાગિને નિરમળ ધ્યાન, ખિણમાં પામે કેવળજ્ઞાન,
સઝાય સમો તપ જગે કો નહિ, જાય મુગતિ સિદ્ધશિલા જહિં.

(પૃ. ૩૧૩, કડી ૭થી ૯).

વળી આવા રાસો રચવાથી સાધુ તેમ જ ગૃહસ્થના સઘળા આચાર અને ગુણો કેળવાય છે જે આત્મકલ્યાણ સાધવામાં મદદરૂપ બને છે એમ કવિ જણાવે છે. આ પછી પૃ. ૩૧૪, કડી ૧૬, ૧૭ માં કવિ હીરવિજયસૂરિના જન્મ, દીક્ષા, પંન્યાસપદ, ઉપાધ્યાયપદ, સૂરિપદ અને સ્વર્ગવાસની સાલો ટૂંકમાં નીચે પ્રમાણે જણાવે છે.

'પન્નર ત્યાસીએ (૧૫૮૩) જન્મ જ થાય,
પન્નર છન્નુયે (૧૫૯૬) દીક્ષા લેહ.
સોળ સાતોતરે (૧૬૦૭) પંન્પદ તેહ.
સોળ અઠોત્તરિ (૧૬૦૮) સહી ઉવજ્ઝાય,
દાહોત્તરિ (૧૬૧૦) ગચ્છનાયક થાય,
બાવન્ને (૧૬૫૨) જેણે કીધો કાળ.
તે ગુરુને વંદો વૃદ્ધબાળ.'

આ હીસાબે હીરવિજયસૂરિનું આયુષ્ય ૬૯ વરસનું થાય છે. હીર-

વિજયસૂરિનો આ રાસ કવિએ ખંભાતમાં રચ્યો છે. પોતાના પ્રિય વતન ખંભાતનું વર્ણન કવિએ પોતાની પ્રથમ કૃતિ ઋષભદેવરાસ, નવમી કૃતિ ભરતબાહુબલીરાસ, તેરમી કૃતિ હિતશિક્ષારાસ, સોળમી કૃતિ શ્રેણિકરાસ, ઓગણીસમી કૃતિ મલ્લિનાથરાસ, બાવીસમી કૃતિ અભયકુમારરાસ આદિ અનેક કૃતિઓમાં સુંદર રીતે કર્યું છે તે જ પ્રમાણે આ રાસમાં પણ કવિએ તે સમયના સમૃદ્ધ ખંભાતનું વર્ણન કરેલું છે. આ પછી આ રાસની રચના સમયના કવિના ગુરુ વિજયાનંદસૂરિનો ટૂંક પરિચય આવે છે (પૃ. ૩૧૮-૧૯). ત્યારબાદ કવિ પોતાના દાદા, પિતા અને પોતાનો પણ ટૂંક પરિચય આપે છે (પૃ. ૩૧૯-૨૦). ત્યારપછી કવિ પોતે જ પ્રશ્ન ઉપસ્થિત કરે છે કે 'પરોપદેશે પાંડિત્યમ્ શું કામનું ?' બીજાને ઉપદેશ આપ્યા પહેલાં પોતે કાંઈક જીવનમાં ઉતાર્યું છે કે કેમ તે પણ વિચારવું જોઈએ. એમ તો અંગારમર્દક નામના આચાર્ય થઈ ગયા જે બીજાને તારતા પણ પોતે બૂડતા હતા. નંદિષેણ નામના મુનિ થઈ ગયા જે જ્યારે વેશ્યાના પ્રેમમાં ફસાયા ત્યારે મુનિ થવાનો ઉપદેશ આપી બીજાને તારતા હતા પણ પોતે બૂડતા હતા. ઋષભદાસ કહે છે કે આજ ખરો પ્રશ્ન છે અને નમ્રતાથી જણાવે છે કે પોતે આનંદ, પુણ્યકની, શંખ, ઉદયનમંત્રી, બાહડમંત્રી અને જાવડશા આદિ જેવા પરમ શ્રાવક તો નથી, પરંતુ યથાશક્તિ સમુદ્રમાં બિંદુ જેટલો ધર્મ તો સાધે છે ખરા. આમ જણાવી પોતે પોતાની રોજનીશી – નિત્યકરણીનું પણ વર્ણન કરે છે અને સાથે સાથે પોતાની મહેચ્છાઓ શું છે તે પણ જણાવે છે (પૃ. ૩૨૦-૨૨, કડી ૧૯ થી ૩૮), જેની વિગતવાર વિચારણા કવિના જીવનની ચર્ચામાં આગળ આવી ગઈ છે. અંતે આઠ કડીનું 'હીરવંદના'નું ટૂંકું સુંદર ગેયકાવ્ય (પૃ. ૩૨૩-૨૪) આપી કવિ રાસની સમાપ્તિ કરે છે.

આ રાસના કથાનાયક અકબરબાદશાહપ્રતિબોધક વિખ્યાત જૈનાચાર્ય હીરવિજયસૂરિ છે અને કવિએ આ રાસમાં તેમનું જીવનચરિત્ર કાવ્યમય વાણીમાં સુંદર રીતે આલેખ્યું છે. સાથે સાથે ઉપનાયક તરીકે અકબર બાદશાહ અંગેની કેટલીક રસપ્રદ હકીકતો પણ તેમાંથી જાણવા મળે છે. વસ્તુ અન્યની હોવા છતાં કવિની કથાગૂંથણી અને રચનાશૈલી સ્વતંત્ર જણાય છે. કવિનો સર્જાયેલ શબ્દપ્રયોગ મૌલિક અને સ્વતંત્ર માલૂમ પડે છે. હીરવિજયસૂરિનું ત્યાગપ્રધાન ચરિત્ર આલેખવા ઉપરાંત કવિએ તેમાં લગભગ પહેલેથી તે છેલ્લે સુધી હીરવિજયસૂરિના હસ્તે તથા તેમના જીવનકાળમાં થયેલી જૈનસાધુદીક્ષાઓ, તેમના વિદ્વાન શિષ્યો-પ્રશિ

ઓ અને શ્રાવકો, તેમણે પ્રતિબોધ પમાડેલા મુસનમાન સુલતાનો, તેમના સમયમા બધાયેલ મદિરો, તથા મદિરો અને મૂર્તિઓની થયેલી પ્રતિષ્ઠાઓ, તેમણે તથા તેમના શિષ્યોએ કરેલો હિસક કાર્યોનો સખત વિરોધ તેમ જ તેમના જીવનકાળમા થયેના જીવદયાના કાર્યો આદિનો ઉલ્લેખ અને વર્ણન સ્થળે સ્થળે કર્યો છે કવિએ તેમા મહાવીરસ્વામીથી માડી હીરવિજયસૂરિ સુધીની તપગચ્છ ગુર્વાવની પણ આપી છે આથી આખા એ રાસનુ આજે ઐતિહાસિક મૂલ્ય પણ સારુ એવુ છે હીરવિજયસૂરિ-ચરિત્રકથાદિક આ વિષયને શુષ્ક ન ગણતા તેને રસમય બનાવવા કવિએ પ્રયત્ન કર્યો છે કવિનુ પાનનપુરનુ સુદર વર્ણન, ઓશવાળ વશની ઉત્પત્તિ ઉપર 'ઓહડ રોહડ'ની સુદર કથા, બાલહીરનુ સુન્દર શબ્દચિત્ર, અકબરની ઋદ્ધિસિદ્ધિ અને સામ્રાજ્યનુ વર્ણન, અકબરની ચિતોડગઢની દારણ જીતનુ વર્ણન તથા તેની પાપભીરુતા, અકબરની સોળસો રાણીઓનુ શૃગારમય વર્ણન, નિસ્પૃહી હીરવિજયસૂરિનુ વર્ણન, કવિની કાવ્યચાતુરી દર્શાવતુ હાસ્યરસથી ભરપૂર રમૂજી 'અકબર માહાત્મ્ય', કવિના સગીત શાસ્ત્રના જ્ઞાનનો ખ્યાલ આપતા 'છ રાગ અને છત્રીસ રાગિણી,' શત્રુજય નદીના કિનારાના વનનુ વર્ણન, તોફાને ચઢેલો સાગર તથા હીરવિજયસૂરિના મૃતદેહને જેમા પધરાવવામા આવ્યો હતો તે પાલખી આદિનુ વર્ણન, હીરવિજયસૂરિના સ્વર્ગવાસની જાણ થતા 'વિજયસેનસૂરિનો કરુણ વિલાપ, હીર પ્રશસ્તિ, ગુરુવદન મહિમા ઉપર શીતનાચાર્ય અને તેમના ચાર શિષ્યોનુ સુદર દૃષ્ટાત, રાસના અતે આવતુ કવિના સમયના સમૃદ્ધ ખભાતનુ સુદર વર્ણન અને હીરવદના આદિ કવિની કવિત્વશક્તિ, વર્ણનશક્તિ, શબ્દચિત્ર શક્તિ, પ્રકૃતિવર્ણનશક્તિ, કાવ્યચાતુરી અને કરુણ, શૃગાર, હાસ્ય આદિ કાવ્યરસોની ખિલવણીનો સુન્દર ખ્યાલ આપે છે કાળ કોઈને છોડતો નથી, દોહિલો સયમ, સસાર સ્વરૂપ, વિધવાનુ દુખ, પુરુષ નહિ રે ગુણ વડા, મોટાને મોટુ દુખ હોય, હીરદેશના, સ્ત્રીઓના ચાર પ્રકાર, સાચા સાધુનો રાહ, સાચો સાધુ (યતિ), હીરવિજયસૂરિનો ધર્મોપદેશ, ભોગને છોડનાર વિરલ હોય છે, ત્રણ વિરલા, ધર્મનુ સાચુ સ્વરૂપ હીરવિજયસૂરિના સભારણા, ક્ષમાપના, જીવન એળે નહિ ગુમાવવા વિષે, ઉચ્ચ જીવનવાળાને મરણનો ભય શો, લક્ષ્મી અને સરસ્વતી બન્ને ક્યારે મળે સાચો ઋષિ, દેહ માગી અને જીવ રત્ન, હીરવિજયસૂરિનો બોધ, મનુષ્યના ચાર પ્રકાર, લેખનસામગ્રી ઉપરના સત્તર કક્કા અને 'રાસરચના ઉત્તમ સ્વાધ્યાય' આદિ ઉપરના કાવ્યખડો પણ કવિની કવિત્વશક્તિના સુદર

નમૂના છે. ભાઈ ભગિની સંવાદ, બિરબલ-હીરસૂરિ સંવાદ, હબીબલો-હીરસૂરિ સંવાદ, શૈવ-જૈન વિવાદ, કાશમખાન-હીરસંવાદ, જંબૂ-પ્રભવ-સંવાદ આદિ ઋષભદાસના ટૂંકા પણ વિશિષ્ટ સંવાદકાવ્યો છે. (ઋષભદાસે કાવ્યસંવાદસાહિત્યના ક્ષેત્રમાં પોતાનો ઠીકઠીક ફાળો નોંધાવ્યો છે. તેમણે કુમારપાલરાસમાં 'જીભ અને દાંત વચ્ચેનો સંવાદ' તથા હિતશિક્ષા રાસમાં પણ સત્યભામાકૃષ્ણસંવાદ, 'પંચાગુલીસંવાદ' 'ચોખા-કોતરાં સંવાદ'ના સુંદર કાવ્યસંવાદો આપ્યા છે.) આ ઉપરાંત અગાઉ નોંધેલા કેટલાંક સુભાષિતો સહિત તેમના અન્ય રાસોની માફક આ આખાયે રાસમાં આવતાં નીચેનાં બીજા સોળ સુભાષિતો પણ નોંધપાત્ર છે.

(૧)

વાતો વિષ્નવ યોગી યતિ, બ્રાહ્મણ દુખીઓ વલ્લભ અતિ,
ખુસી હોય વળી સુણી કથાય, દુખિઓ બેસે તેણે ઠાય.

(દુઃખિયાને (૧) વાતો (૨) વૈષ્નવ (૩) યોગી (૪) યતિ (૫) બ્રાહ્મણ (૬) દુખિયો અને (૭) કથા એ સાતે ઘણાં પ્રિય હોય છે.)

(૨)

ગેરૂ બેરૂ સુંરિખા, વહિરા નહિ નરપાળ,
ગેરૂ પત રાતાં કરે, બેરૂ કરે કપાળ.
જાતિવંત જગમાં ભલો, નહિ ભલો કુજાત,
જો બોહોતેરા સાંઠણો, દિવસ ન પૂગે રાત.

(૩)

ઋષભ કહે નર બાપડા, કોધ કરો નર કાંહિં,
પૂર્વ કોડિ ચારિત ભલો, તે બાળે ક્ષણમાંહિં.
લગ્ગે કોહ પલેવણે, દજ્ઝે ગુણરયણાંઈ,
ઉપશમ નીર ન ઓલવે, પામે દુઃખ સહાય.

(૪)

દાને ઉંટમુખા નર જેહ, નીચ મુખા નર હોએ તેહ,
આતિજીભમરા જગમાં જોય, ગુણ બોલંતા દીસે સોય.
વયરી સોય વખાણે વાત, મુનિવર બોલિં તસ અવદાત,
સ્તબ્ધ મૂઢ નવ બોલે કદા, દાનિં વાચા હોએ સદા.

(૫)

ઋષભ કહે ધન્ય કિરપણાં, અંતે અવધે જાય,

અંધપણે ઉતાવળો, ચગવે કાળી ગાય.
વાહલા તું હુ વરાંસીઓ, ગુણ ઢાંકયા ધૂલેણ,
જો ગુણ આણત પંદડે, તો ન ખણત મૂલેણ.
નખ મોટા માનવતણા, બાંધ્યા કૃપણ ગુણેહ,
અંગુળ સરસા નખ જસેં, કસેં ભરીએ તેહ.
વનવેલીનાં ફૂલફળ, કુઆતણાં જે નીર,
દેતાં ખૂટે નહિ કદા, ઈમ ભાખે ગુરુ હીર.

(૬)

એક પતિને વળી પાણિમુ, રાખી શકે તિહાં રાવિ,
જે ઉતર્યું અથ પાઈકે, તે ન ચઢે નર લાખિ.
બાળ નનામુ જીવવું, ભલી સનામી ભૂખ,
માથું જાજો નાકસ્યું, નાક મ જાસ્યો ટૂંક.
એક નર મુઆ તે જીવીઆ, જસ કીરતિ જગિ સાર,
કીરતિ ખંડી થિર રહ્યા, ધીક તેનો અવતાર.

(૭)

કિં કામિની કિં કવિરસ, કિં સારંગ સરેણ,
મન તન લોઅણ લગ્ગતિ, શીશ ન ઘૂમંત જેણ.
ચિત્ત ચમકીઅ શીશ ધુણકીઅ, રોમિ રોમિ ઉલ્લાસ,
તોહુ નિરગુણ પરગુણ લેઈ, મુખે ન ભાખે ખાસ.

(૮)

હીર કહે જે હોય ફકીર, તેહનિં સરીખા ચંદન તીર,

(૯)

જનમ જરા ને બીજો મરણ, આતમને છે એ દુઃખકરણ,
તે ટાળે વાહુઆ ફકીર, છોડે બિન ન હુ પાવે તીર.

(૧૦)

સોળ સહિસ સાહેલી, તુરી અઢારહ લખ્ખ,
અપણે ખુદાકે કારણેં, છોડયા સહેર બલખ્ખ.
હિંસા નૃત ચોરી મિથુન, પરિગ્રહ દોષ અનેક,
નિશિ ભોજન નિંદા નહિ, ટાળો ધરી વિવેક.
પર નિંદા સ્તુતિ આપણી, લોલુપ કામ કષાય,
વિમળ કહે એ પંચથી, પુણ્ય ફકીરી જાય.

(૧૧)

ખર જઈ ડાબો સ્વર કરે, બોલે જિમણો જાય,
સાવલગિ સૂદો ભણે, સકળ લચ્છિ થિર થાય
ભરી ખાપર અહો ભણે, ગોગિણી જિમણી જાય,
સાવલિંગિ સુદો ભણે, સકળ લચ્છિ થિર થાય
તરૂ ઉપરિ તીતર લવે, થડિ શીર સેળ કરંત,
સાવલિગી સૂદો ભણે, અફળા વૃક્ષ ફળંત

(૧૨)

વાઘ સિંહ ચીતર કુકરા, મજારી તે પાપી નરા,
ભુજંગ ભખ ઉંદર એકલા, એહવા જીવ જગિ મૂતા ભલા

(૧૩)

ગાથા ગાહિ નવિ રીઝીયો, ઋષભ કહે રાગેણ,
રંભા રૂપ ન ભેદીઓ, ગોગી કેહુ દરીદ્રેણ
દારિદ્રી ઘર લખમી, માની ઘર વિષાય,
ગોગી ઘર સ્રી પદ્મિની, ઝૂરે પડયા કુડાય
દારિદ્રી નર કિરપણા, નવિ ખરચે નવિ ખાય,
દૂધ ન પીધો ન પાઈ એ, રાન ચરતી ગાય
કાયરખાડુ કૃપણુધન, કડૂઆ વિખ ફલાય,
નારી વંધ્યા વનકુઆ, પચે ઝૂરી મુઆય

(૧૪)

હીર કહે તન બિન ખુદા, નહિ લોચન મુખ કાન,
અવરણી અરૂપી રે સદા, તેજ પુંજ હિ જ્ઞાન

(૧૫)

પંડિત ભોજન ભામિની, જો પણિ અતિહિં અમૂલ,
ઋષભ કહે ગૌરસ[૮૨] વિના, ત્રિણ્યે ના પામે મૂલ

(પંડિતમા વાણીનો રસ, ભોજનમા દહીદૂધ અને સ્રીઓમા ઇન્દ્રિયનો રસ ન હોય તો ગમે તેટલા મૂલ્યવાન હોય તો પણ તેનુ મૂલ કિંમત થાય નહિ

'विना गोरस को रसो कामिनीनाम्'

(૧૬)

આખિ મ મીચીશ મિથ્યા મન, નમણે નિહાળી જોય,
જો મન મીચીશ આપણ, અવર ન દૂજો કોય

આખાયે રાસની ભાષા એકદરે પ્રાસાદિક અને રસાળ છે આ ચરિત્રગ્રંથમાં વાચકનો રસ જાળવી રાખવા કવિએ બનતી કાળજી રાખી છે કેટલુંક અનિવાર્ય સાંપ્રદાયિક તત્ત્વ બાદ કરતાં આખોયે ગ્રંથ સાહિત્યની દૃષ્ટિએ રોચક અને ભાવવાહી છે ઐતિહાસિક દૃષ્ટિએ પણ તેમાંથી ઘણી ઉપયોગી માહિતી પ્રાપ્ત થાય છે ખાસ કરીને તેમાં આવતા કવિના સમયના હીરવિજયસૂરિના વતન પાલનપુર અને કવિના વતન ખંભાતના વર્ણનો નોંધપાત્ર છે અકબરબાદશાહ, તેનું સામ્રાજ્ય, તેના સુનતાનો, હિંમતવાન બહાદુર અને દયાળુ હૈરવશા વગેરે અંગે પણ તેમાંથી ઘણી ઉપયોગી માહિતી મળી આવે છે કોક કોક સ્થળે કવિએ પ્રાકૃત અને સંસ્કૃત શ્લોકો પણ ટાંકયા છે (પૃ ૯૧, ૧૮૬, ૨૯૪) આ રાસમાં કવિએ વાપરેલી નીચેની ત્રીસેક ઢાળો – દેશીઓ પણ નોંધપાત્ર છે

(૧) ચોપાઈ છંદ, ત્રિપદી, ચંદ્રાયણા, ગાહા, કડખા ઉલાલા, કમનાવતી ગોડા આદિની ઢાળો
(૨) મગધ દેશકો રાજ રાજેશ્વર – રાગ સાર ગિ
(૩) તુંગીઆ ગિરિ શિખર સોહે – એ દેશી
(૪) સુણિ નિજ સરૂપ – એ દેશી, રાગ દેશાખ
(૫) લંકામાં આવ્યા શ્રી રામ રે – એ દેશી
(૬) ગિરજા દેવીને વીનવું રે – એ દેશી
(૭) ચુનડી, મનભમરાની, નવરંગ વઈરાગી કલગાની આદિ દેશીઓ
(૮) પ્રણમું પાસકુમાર રે – એ દેશી, રાગ ગોડી
(૯) એણી પરે રાજ્ય કરતા રે – એ દેશી
(૧૦) સાસો સાસો કીધો સામળિયા
(૧૧) વાસુપુજ્ય જિન પૂજ્ય પ્રકાશને
(૧૨) જોરે જન ગતિ શભુના
(૧૩) હું તુજ પર વારી
(૧૪) દીલ્હીપતિ પાતશાહ અકબ્બર, બોલે બોલ વિચારી
,, ,, ,, બોલે બે કર જોડી રે
(૧૫) મીઠી તોહરી વાણી વાહના રાગ – મારૂ
(૧૬) ઉન્નત નવયૌવન માર
(૧૭) મૃગાવતીના રાસની ઢાળ – મુકાવો રે મુજવરનારિ – એ દેશી
(૧૮) વંછિતપુરણ મનોહર
(૧૯) ઈસ નગરીકા વણઝારા

(૨૦) કાહના પ્રીતિ બાધી રે
(૨૧) નાચતી જિનગુણ ગાય મદોદરી
(૨૨) એક સમે તિહા રાય વૈરાગિ
(૨૩) સરગે સરપ ન સોધ્યો પામીને રે
(૨૪) તિણ મોતી સુશનમ્યુ વિધ્યુ
(૨૫) એમ વિપરીત પ્રરુપતા
(૨૬) અતિ દુખ દેખી કામિની
(૨૭) રામ ભણે હરિ ઉડીયે
(૨૮) થિર થિર કાપતા રે મૃગ વાઘ તણા ભય માહિ
(૨૯) સિહતણી પરિ એકલો રે
(૩૦) હીચ્ચ રે હીચ્ચરે હઈયા હી ડોલડે

૨૧ વીશસ્થાનકતપરાસ

આ રાસની પ્રત હજુ સુધી મળી આવી નથી નામ ઉપરથી જણાય છે કે જૈન ધર્મમા જણાવેના વીશ સ્થાનકો ઉપર એ રાસ રચાયેલો છે પ્રથમ તીર્થંકર શ્રી આદિનાથ ભગવાને પોતાના પૂર્વ ભવમા આ વીશ સ્થાનકની ભાવપૂર્વક આરાધના કરવાથી તીર્થંકરનામકર્મ બાધ્યુ હતું અને તેથી તેઓ પ્રથમ તીર્થંકર બન્યા મહાવીરસ્વામી ભગવાને પણ પોતાના પૂર્વ ભવમા આ વીશ સ્થાનકોની આરાધના કરી હતી જેની આરાધનાથી આ મહાન તીર્થંકરપદ પ્રાપ્ત થાય છે તે ૨૦ સ્થાનકો નીચે પ્રમાણે છે ૧ અરિહત ૨ સિધ્ધ ૩ પ્રવચન ૪ આચાર્ય ૫ સ્થવીર ૬ ઉપાધ્યાય ૭ સાધુ ૮ સમયગ્ જ્ઞાન ૯ શ્રી સમયગ્ દર્શન ૧૦ વિનય ૧૧ ચારિત્ર ૧૨ બ્રહ્મચર્ય ૧૩ ક્રિયા ૧૪ તપ ૧૫ ગોયમ ૧૬ જિન ૧૭ સયમ ૧૮ અભિનવ જ્ઞાન ૧૯ તપ ૨૦ તીર્થ

૨૨ અભયકુમારરાસ

અભયકુમાર મહાવીરસ્વામીના સમયમા મગધના રાજા શ્રેણિક યાને ભિભિસારનો કુમાર અને મત્રી હતો તે ઘણો જ બુદ્ધિશાળી અને ધર્મપ્રેમી ગણાતો હતો તેના ઉપર આ રાસ રચાયેલો છે શ્રી મો દ દેસાઈએ આપેલી તેની અત-પ્રશસ્તિમાથી ખભાતની ટૂક માહિતી મળે છે

૨૩ રોહણીયારાસ

આની કવિ સ્વહસ્તલિખિત પ્રત વિજયસૂરિભડાર – આગ્રામા છે

એમ શ્રી મો. દ દેસાઈ જણાવે છે. રોહણીઆ નામનો ચોર, પોતાની અનિચ્છા છતાં અકસ્માત પગમાં કાટો વાગતા મહાવીર સ્વામી ભગવાનની વાણી માત્ર એક વખત સાંભળવામા આવતા પ્રતિબોધ પામી તેમની પાસે દીક્ષા લઈ તેમનો શિષ્ય બની સ યમની સુ દર આરાધના કરી મોક્ષપદને પામે છે તે પ્રસિદ્ધ કથા ઉપર આ રાસ રચાયેલો છે. તેની અ તપ્રશસ્તિમા કવિ જણાવે છે :

'ગુણ ગાઉ રોહણીઆ કેરા, વીર તણો શિષ્ય જેહોજી,
વ્યસન નિવારી સ યમધારી, શિવગતિગામી તેહોજી '

પછી રોહણીઆ રાસની કથાનો બોધ જણાવતાં કવિ કહે છે ·

'વીર વચન જલમાહિ ઝીલ તા, રહ્યા તેહવાના તેહવાજી,
મૂડો રામનુ નામ જ પતો, પણિ કાંઈ ભેદ ન જાણઈજી.
કરણ વની જિનવચન સુણ તો, મનિ વઈરાગ ન આણઈજી,
સૂણી સાભલી નિ સ્યુ સાધ્યુ, ચેતો તે નર સારોજી.

કવિએ એક ટૂ કી પણ રસપ્રદ કથાને ૩૪૫ જેટલી ગાથામા ગૂ થી છે. આ રાસમાં વપરાયેલી દેશીઓની નોધ શ્રી મો. દ. દેસાઈએ નીચે પ્રમાણે કરી છે. (જૈ. ગુ. ક ભા ૧, પૃ ૪૩૯).

(૧) ચોપઈ (૨) એક આવ્યો અણનો દાણો રે (૩) ચ દાયની (૪) લ કામા આવ્યા શ્રી રામ રે (૫) ઉલાલાની (૬) ચોપાઈ (૭) સૂરસુદરી કહઈ શિરનામી (૮) ચાલ્ય ચતુર ચ દ્રાનની (૯) તો ચઢી વનમા ન ગાજે (૧૦) નાચતી જિનગુણ ગાય મ દોદરી રાવણ વેણા વાહઈ - રાગ ગોડી (૧૧) કાહાન વજાડઈ વાસલી (૧૨) ચોપઈ (૧૩) ત્રિપદી (૧૪) વીજય કરી ઘરિ આવીઆ (૧૫) ચોપઈ (૧૬) ચોપઈ (૧૭) મુકાવો રે મુજ ઘર નારિ- રાગ મારૂણી (૧૮) પુણ્યવ તા જગી તે નરા (૧૯) ચોપઈ (૨૦) કહઈરી કરણી તુઝ વ્યણ સાચો

કૃતિ ૨૪થી ૩૨

કવિની ચોવીસથી ઓગણત્રીસ અને એકત્રીસ તથા બત્રીસમી કૃતિઓ-ની હસ્તપ્રતો, રચનામાન આદિ હજુ પ્રાપ્ત થયેલ નથી

ત્રીસમી કૃતિ વીરસેનરાસની આદિ અ તની પ્રશિસ્તીઓ ઉપરથી માલૂમ પડે છે કે તેમા વીરસેન નામના રાજાની કથા આવે છે. આદિ પ્રશસ્તિમા કવિ વીરસેન રાજાના ગુણો નીચે પ્રમાણે જણાવે છે

'નીદ્રા ભોયણુ અલપ કમ, વચન સાર ધ્યન (ધન) ત્યાગ,
રીપભ કહઈ પૂજી દયા, ઉત્તમ વલહૂ રાગ.
નવયૌવન સ્ત્રી દેખિ કરી, નયન રહઈ જસ ઠામિ,
રીપભ કહઈ જન જઈ કરી, તસ ચરણે સિર નામિ'

ચોવીસમી કૃતિમા જૈનધર્મમા બતાવેલ સમયકાળનુ સ્વરૂપ, પચ્ચીસમીમા દેવગુરુનુ સ્વરૂપ, સત્તાવીસમીમા શ્રાવકે કરવાના કાર્યોનુ સ્વરૂપ, ઓગણત્રીસમીમા પુણ્યનુ સ્વરૂપ અને બત્રીસમીમા સિદ્ધશિક્ષા - મોક્ષ આદિનુ સ્વરૂપ વર્ણવેલુ હશે એમ તે તે રાસોના નામ ઉપરથી જણાય છે છવ્વીસમી કૃતિ 'કુમારપાલનો નાનો રાસ' એ કુમારપાલના જીવન ઉપર, અઠ્ઠાવીસમી કૃતિ 'આર્દ્રકુમારરાસ' અભયકુમારના મિત્ર આર્દ્રકુમાર ઉપર અને એકત્રીસમી કૃતિ શત્રુંજય તીર્થ ઉપરની કૃતિઓ છે એમ સ્પષ્ટ જણાય છે

**કવિત્વ, પ્રતિભા તથા ગુજરાતી સાહિત્યમાં કવિનુ વિશિષ્ટ અર્પણ**

કવિની સર્વ કૃતિઓના પુરા અવલોકન વિના કવિ સમયસુંદરની માફક કવિ ઋષભદાસના કવિત્વ અને પ્રતિભા વિષે પણ છેવટનો અભિપ્રાય બાધવો મુશ્કેલ છે છતા સમયસુંદરની માફક ઋષભદાસની પણ ઉપલબ્ધ કૃતિઓમા ઋષભદાસે રસની જમાવટ કરવામા જે ચાતુર્ય, કલ્પનાશક્તિ, શબ્દપ્રયોગ, માધુર્ય અને વર્ણનશૈલી વાપર્યા છે તે પરથી કહી શકાય એમ છે કે ઋષભદાસ સત્તરમી સદીના એક સમર્થ ગુજરાતી કવિ છે 'તેમની કેટલીક કૃતિઓ સસ્કૃત પ્રાકૃત ઉપરથી અનુવાદ છે, છતા તે એટલી બધી ઉત્તમ છે કે વાચતા જણાય તેમ નથી કે તે અનુવાદ છે' (શ્રી મો દ દેસાઈ) 'ઋષભદાસના ઘણા દુહા, ચોપાઈ ખાસ કરીને કવિ શામળની શબ્દરચનાને એટલા તો મળતા આવે છે કે અકબરે હીરવિજય શિષ્ય વિજયસેનસૂરિને હીરસવાઈ કહ્યો હતો તેમ શામળને ઋષભસવાઈ કહેવાનુ આપણને મન થઈ જાય છે એ એની સમાનતા દર્શાવતા બીજા અનેક દાખલાઓમાથી બીજા કેટલાક 'કુમારપાળરાસ'માથી મળે છે બ્રાહ્મણ પ્રતિનિધિ દેવબોધિ સમસ્યાઓ પૂછે છે અને જૈન પ્રતિનિધિ હેમચદ્રાચાર્ય કુમારપાલની રાજસભામા તેના ઉત્તર આપે છે (પૃ ૧૮૯-૯૧) અઢાર સમસ્યાઓ આપી છે તે વાચતા આપણને એમ લાગે છે કે જાણે આપણે શામળભટ્ટને તો નથી વાચતા વળી માત્ર ઋષભની કૃતિઓમા જે લોકપ્રિય ઢાળોના મીઠા અસરકારક પદો જોવામા આવે છે તે એની કવિત્વ

શક્તિનો અંશ શામળમાં નથી. ઋષભદાસનું કેટલુંક જેમ આગલા કવિઓની કૃતિઓમાંથી અને આગલાં સુભાષિતો-પદો આદિના અનુવાદ જેવા મળે છે તેમ, ઋષભદાસ પછીના આપણા કવિઓમાં જોવા મળે છે કે કેટલુંક ઋષભનું એમણે લીધેલું છે, અને ઋષભ તો આપણે જોયું તેમ પોતાની પ્રતિજ્ઞામાં સ્પષ્ટ સ્વીકારે છે કે હા, મેં તેમ કર્યું છે, એ મારૂં એક કર્તવ્ય જ હતું. શામળ પણ એવો સ્વીકાર કરે છે. 'કવયિતા સહુતણો પરતાપ', સેવક સહુ કવયિતા તણો,' (નંદ બત્રીસી), 'કવિ કીધા લક્ષ-કોટિધા, મયા કરો માગું મતી' -(રાવણ મંદોદરી સંવાદ), 'દાસ સૌ કવિજન તણો' (વેતાલ પચીશી), 'સંસ્કૃત માંહિથી સોધિયું પ્રાકૃતકેરું પુરાણ.' 'શામળ ભટ્ટ કવિએ કરો, વેદ પુરાણો છાપ' (અથવા 'પ્રાકૃત કીધું પૂર.') અને છેલ્લે-

બ્રાહ્મણ ભાટ કે ચારણાં (કે) અન્ય કવિતા હોય,
સેવક હુ સહુકોતણો, ખોડ મ દેશ્યો કોય.
જેહની બુધિ દીધી શારદા, જેહની સાંભળી ક્ષાત,
તેહવું સંસ્કૃત શોધિયું, તેહની વખાણી વાત.'
-(સિંહાસન બત્રીસી).

(બ. ક. ઠાકોર આ. કા. મ. મૌ. ૮નુ પ્રવેશક, પૃ. ૨૨-૨૩).

આમ છતા કવિની દરેક કૃતિમાં પોતાની સ્વતંત્ર કલ્પનાશક્તિ, વર્ણનશક્તિ અને પ્રતિભા સ્પષ્ટ જણાઈ આવે છે, એટલું જ નહિ પણ જૈનકથાસાહિત્યમાંથી અગત્યના મહાપુરુષોનાં ચરિત્રો લઈ તેમનું કાવ્યમાં નિરૂપણ કરી કવિએ વાર્તાના ચમત્કારના શોખીન શ્રોતાઓની રુચિને પોષતુ સુંદર સાહિત્ય પુરુ પાડયુ છે. પ્રેમાનંદ અને શામળ, નયસુંદર અને સમયસુંદર તેમ જ તે પૂર્વેના જૈન ગુજરાતી કવિઓ આદિ સર્વ મધ્યકાલીન ગુજરાતી કવિઓએ એ રીતે જ ગુજરાતી સાહિત્યની સેવા બજાવી છે અને ઋષભદાસ પણ એ બાબતમાં તેમને જ અનુ-સર્યો છે. આ ઉપરાંત વિધિ, બોધ, ઉપદેશ, હિતશિક્ષા, તત્ત્વવિચાર, વ્રતો દેવગુરુધર્મસ્વરૂપ અને તીર્થમહિમા આદિ વિષયો ઉપર પણ કવિએ રાસો રચ્યા છે. ગુજરાતી કૃતિઓની વિપુલતામાં તે નયસુંદરથી ચડી જાય છે અને સમયસુંદરની સમકક્ષાએ છે એમ કહી શકાય. છતાં ગીતો અને પદો આદિ-ની રચનામાં તો તે પણ સમયસુંદરની તોલે આવી શકે તેમ નથી. કવિત્વ અને પ્રતિભામાં એ ત્રણે લગભગ સમકક્ષાએ આવે છે તેમ કહી શકાય.

પોતાના મહાનિબંધમાં તેમણે સોળમા શતક સુધીના જૈન ગુજરાતી સાહિત્યનું વિહંગાવલોકન કરી એની વિશેષતાઓ તારવી અને સત્તરમા શતકના તદ્‌વિષયક સાહિત્યથી એ કયાં કયાં જુદું પડે છે તે બતાવ્યુ. સત્તરમા શતકના પૂર્વાર્ધના અનેક ગૌણ અને ગણનાપાત્ર કવિઓ વિષેની શ્રધ્ધેય માહિતી પહેલી વાર ડૉ. ચોકશીના મહાનિબંધમાં સુલભ બની છે, ખાસ કરીને આ સમયના ત્રણ મોટા કવિઓ નયસુંદર, સમયસુંદર અને ઋષભદાસનું સઘન અને વિસ્તૃત અધ્યયન તેમણે આપ્યુ એ આ મહાનિબંધનો મહત્ત્વનો ભાગ છે. આ શતકના સાહિત્યમાં પ્રગટ થતા સમાજદર્શનનું વિવરણ એ મહાનિબંધનો રસપ્રદ અંશ છે

જહાંગીર અને શાહજહાંના સમયના ગુજરાતનું આ જૈન કવિઓની રચનાઓમાં પ્રગટ થતું દર્શન રોચક છે. સાહિત્ય આદિ કળાઓ અને માનવવિદ્યાઓનો પારસ્પરિક સંબંધ આવા નિરૂપણમાં પ્રગટ થાય છે. સત્તરમા શતકના પૂર્વાર્ધના આ જૈન કવિઓએ ગુજરાતી સાહિત્યમાં આપેલા ફાળાનું વિવેચન સાહિત્યનો ઇતિહાસ લખનારાઓ માટે પણ કીંમતી સામગ્રી પૂરી પાડે છે

આ પુસ્તકમાં તેમણે ખંભાતના કવિ ઋષભદાસનું સાંગોપાંગ અધ્યયન આપ્યુ છે યોગાનુયોગ ડૉ. ચોકશી પણ ખંભાતના જ છે. ખંભાતના એક કવિનુ ખંભાતના એક સંશોધકે કરેલુ સાહિત્યિક તર્પણ એ સાહિત્યક્ષેત્રે મહત્ત્વનુ અર્પણ બની રહેશે. તેમણે ઋષભદાસની કવિપ્રતિભાનુ પ્રમાણભૂત, શ્રધ્ધેય અને વીગતપ્રચુર ચિત્ર આપ્યું છે. ખાસ કરીને કવિ શામળ સાથે એનુ સામ્ય દર્શાવી તેમણે એ શી રીતે 'ઋષભસવાઈ' ગણાય તે હકીકતોને આધારે દર્શાવ્યુ છે. ઋષભદાસનું કવિત્વ સમયસુંદરની તુલનામાં કેમ ઊણુ ઊતરે છે તે પણ તેમણે સયુક્તિક અને તટસ્થતાથી બતાવ્યું છે.

ડૉ. વાડીલાલ ચોકશી પાસેથી સત્તરમા શતકના પૂર્વાર્ધના બીજા બે અગ્રણી કવિઓ – નયસુંદર અને સમયસુંદર – વિષેનાં અધ્યયનો પણ સત્વર સુલભ થાય એ અપેક્ષા સાથે 'કવિ ઋષભદાસ : એક અધ્યયન'ના પ્રકાશન પ્રસંગે આ વિદ્વાન મુ મિત્રને હુ સાનંદ અભિનંદન અર્પું છું.

ભાષાસાહિત્ય ભવન, ગુજરાત યુનિવર્સિટી
૧૪, ફેબ્રુઆરી, ૧૯૭૫

રમણલાલ જોશી,
અધ્યક્ષ,
ગુજરાતી વિભાગ

શ્રી રમણલાલ જોશીએ મૈત્રીભાવે ચિંતનાત્મક અભિપ્રાય લખી આપ્યો તે માટે તેમનો અત્રે આભાર માનુ છું.

વી જે. ચોકશી

કવિઓ નીચે પ્રમાણે છે.-

(૧) લાવણ્યસમય – સોળમી સદીના એક સમર્થ જૈન ગુજરાતી કવિ. વિમળપ્રબંધ, રાવણમંદોદરી સંવાદ, દેવરાજ વચ્છરાજ ચોપાઈ, ગૌતમપૃચ્છા (ચોપાઇ), નેમનાથ હમચડી, કરસંવાદ, સિદ્ધાંત ચોપાઈ, આલોયણ વિનતિ, આદિનાથ વિનતિ, વૈરાગ્ય વિનતિ, સુરપ્રિયકેવળીરાસ, ખિમઋષિ(બોહા)રાસ, સ્થૂલિભદ્ર એકવીસો, બલિભદ્રરાસ, યશોભદ્રરાસ, ગર્ભવેલિ, નેમિનાથપ્રબંધ (યાને રંગરત્નાકરપ્રબંધ), અંતિરપાર્શ્વનાથછંદ, ગોરીસાંવલીગીતવિવાદ અને સુમતિસાધુસૂરિ વિવાહલો તથા દ્રઢપ્રહારી સજ્ઝાય આદિ અનેક રાસો, પ્રબંધ, ચોપાઈ, સજ્ઝાયો–સ્તવનો આદિના કર્તા

(૨) શ્રાવક (ગૃહસ્થ) કવિ ભીમો . કડુઆમત–(સોળમી સદી)–શત્રુંજય ચૈત્ય પ્રવાડી, જયણાગીત આદિના કર્તા

(૩) શ્રાવક (ગૃહસ્થ) કવિ લીંબો ' કડુઆમત– (સોળમી સદી) –પાર્શ્વનાથ નામના સંવેગરસ ચંદ્રઉલા, દેવપૂજાગીત, વીસ વિહરમાનજિન ગીત અને ચોવીસ જિન નમસ્કાર આદિનો કર્તા

(૪) સકલચંદ્ર ઉપાધ્યાય (સોળમી સદી) –હીરવિજયસૂરિશિષ્ય એટલે ઋષભદાસના ધર્મગુરુ વિજયસેનસૂરિના ગુરુભાઈ. મૃગાવતી આખ્યાન, જુદા જુદા રાગમા રચાયેલી બે કૃતિઓ 'વાસુપૂજ્ય જિન પુણ્યપ્રકાશરાસ' અને 'સાધુવંદના' (યાને સાધુકલ્પલતા અથવા મુનિવરસુરવેલિ), સત્તરભેદી પૂજા, એકવીસ – પ્રકારી પૂજા, બાર ભાવના સજ્ઝાય, વીર વર્ધમાન જિનવેલી, ગણધરવાદ સ્તવન, મહાવીરહીચસ્તવન, ગૌતમપૃચ્છા, હીરવિજયસૂરિદેશના સૂરવેલિ, મુનિશિક્ષાસ્વા યાય આદિના તથા બીજી અનેક નાની મોટી સજ્ઝાયો અને સ્તવનોના અને અનેક પ્રતિભાવંત સંસ્કૃત કૃતિઓના કર્તા, કવિના પૂર્વજન્મા અને સમકાલીન

(૫) હંસરાજ (સોળમી સદી) – હીરવિજયસૂરિશિષ્ય, કવિના પૂર્વજન્મા અને સમકાલીન વર્ધમાનજિનસ્તવન, હીરવિજયસૂરિ વાસપ્રવહણ સજ્ઝાય આદિના કર્તા.

(૬) શ્રાવક કવિ વાછો ઉર્ફે વચ્છ (યાને વચ્છ ભંડારી) – પંદરમી સદી મૃગાકલેખાચરિત્ર, જીવભવસ્થિતિરાસ, સિદ્ધાંતરાસ, પ્રવચનસારરાસ, ચિહુ ગતિ વેલી, નવપલ્લવપાર્શ્વકલશ આદિનો કર્તા

(૭) પ્રસિદ્ધ કવિ ભોજક દેપાલ (પંદરમી સદી) – જાવડભાવડરાસ, રોહણિયા ચોરરાસ, (રોહિણેયરાસ), વજ્રસ્વામી ચોપાઈ, ચંદનબાલા ચોપાઈ, હરિયાળી, સ્થૂલભદ્રફાગ, સ્થૂલિભદ્રની કક્કાવળી, આર્દ્રકુમારનુ સૂડ, આર્દ્રકુમારધવલ, સ્નાત્રપૂજા, થાવચ્ચાકુમારભાસ, જંબૂસ્વામીપંચભવવર્ણનચોપાઈ, સમ્યક્ત્વબારવ્રતકુલકચોપાઈ, પુણ્યપાપફલ ચોપઈ, નવકારપ્રબંધ, મનુષ્યભવરાસ, અભયકુમાર શ્રેણિક રાસ આદિના કર્તા

(૮) માલદેવ (યાને બાલમુનિ)-સોળમી સદીના એક સમર્થ જૈન ગુજરાતી કવિ. નયસુંદરના સમકાલીન અને ઋષભદાસના પુર્વજન્મા અને સમકાલીન પુરંદરકુમાર ચોપઈ, ભોજપ્રબંધક, વિક્રમચરિત્ર પંચદંડ કથા, દેવદત્ત ચોપઈ, પંદરમ ચોપઈ, વીરાંગદ ચોપાઈ, સુરસુંદરી ચોપઈ, માલદેવશિક્ષા ચોપઈ, સ્થુલિભદ્રફાગ, રાજુલ

નેમિનાથ ધમાલિ ફાગ, શીલબત્તીસી આદિ ઉત્તમ સાહિત્યકૃતિઓના કર્તા

(૯) હેમરત્નસૂરિ (ઈ સ ૧૫૨૮ ૯૧) – શીલવતી કથા, લીલાવતી કથા મહિપાલ ચોપાઈ, ગોરાબાદલ કથા (પદ્મણી ચોપાઈ) અને સીતાચરિત્ર આદિ પદ્યકથાઓના રચયિતા

(૧૦) સાધુહંસમુનિ (પંદરમી સદી) શાલિભદ્રરાસ, ગૌતમપૃચ્છા ચોપઈ આદિના કર્તા

(૧૧) સમરો – સમરચંદ્રસૂરિ ઉર્ફે સમરસિંહસૂરિ (સોળ – સત્તરમી સદીના પાર્શ્વચંદ્રસૂરિશિષ્ય એટલે કવિ મેઘરાજના ગુરુભાઈ અને નયસુંદરના પૂર્વજન્મા અને સમકાલીન જિન નમસ્કાર ત્રિશતી સવૈયા બ્રહ્મચરી (યાને બ્રહ્મચર્ય દ્વિપંચાશીકા), ઉપદેશસારરત્નકોશ જિનઅંતરઢાલ, પંચવિંશતિભાવના સઝ્ઝાય આરાધના, પ્રત્યાખ્યાન ચતુષ્પતિમ, સ્ફહુણાગર્ભિત, મહાવીર સ્તવન, ચૌદગુણસ્થાનકગર્ભિત મહાવીર સ્તવન અવગાહનાગર્ભિત વીરસ્તવન વિજ્ઞપ્તિ, કિરિયાઠાણા સઝ્ઝાય, કર્મવિચારગર્ભિત વીરસ્તવન અને અન્ય સ્તવનો તથા સઝ્ઝાયો આદિના કર્તા સોળમી સદીમા લોકાગચ્છના શ્રેણિકરાસના કર્તા સમરચંદ્રમુનિ પણ થઈ ગયા છે પંદરમી સદીમા નેમિનાથ ફાગુનો કર્તા કવિ સમરો પણ થઈ ગયો છે તેનો પણ અહે ઉલ્લેખ હોય

(૧૨) સમયો – સમયસુંદર કવિના બીજા પૂર્વજન્મા અને સમકાલીન સત્તરમી સદીના પૂર્વાર્ધના સમર્થ જૈન ગુજરાતી કવિ સીતારામ ચોપઈ, દ્રૌપદીચરિત્ર નલદમયંતીરાસ આદિ ૬૩ ઉત્તમ ગુજરાતી સાહિત્યકૃતિઓ તથા અનેક સઝ્ઝાયો સ્તવનો ગીતો અને પદો તેમ જ વિપુલ સંસ્કૃત સાહિત્યના રચયિતા શ્રેષ્ઠ ગુજરાતી ઢાળકાર અને ગીતકાર (વિશેષ પરિચય માટે જુઓ 'સમયસુંદર)

(૧૩) સહજચંદ્ર – (સત્તરમી સદીનો પૂર્વાર્ધ) – ઋષભદાસના પૂર્વજન્મા અને સમકાલીન શૃંગારરાસમાળા, જિનસિંહસૂરિરાસ આદિના કર્તા

૪૫ સાધુ માટે પાંચ મહાવ્રત પાળવાના કહ્યા છે (૧) પ્રાણાતિપાતવિરમણ (અહિંસા) (૨) મૃષાવાદવિરમણ (જૂઠું ન બોલવુ તે – સત્ય) (૩) અદત્તાદાન વિરમણ (કોઈએ આપ્યા વિના કોઈ વસ્તુ લવી નહી – અસ્તેય) (૪) મૈથુનવિરમણ (બ્રહ્મચર્ય) અને (૫) પરિગ્રહવિરમણ – (અપરિગ્રહ) આ પાંચ વ્રતો શ્રાવકે અમુક મર્યાદામા પાળવાના છે એટલે તે ગૃહસ્થ માટે પાંચ અણુવ્રતો કહેવાય છે ત્રીજા ત્રણ ગુણવ્રત છે (૧) દિગ્પરિમાણવ્રત – (અમુક ક્ષેત્રમા જ રહેવુ) (૨) દેશાવકાશિક વ્રત (અમુક સ્થળે રહીને જ સ્વાધ્યાય આદિ કરવુ), (૩) ભોગોપભોગ પરિમાણ વ્રત ભોગ (એક વખત ભોગ્ય વસ્તુ – ખાદ્ય પદાર્થો વગે) અને ઉપભોગ (એક વસ્તુ અનેક વખત ભોગવવામા આવે તે – કપડા, મકાન, સ્ત્રી આદિ)ની અમુક મર્યાદા બાંધવી એટલે ભોગોપભોગ માટે અમુક જ વસ્તુઓ રાખવી બાકીના ચાર શિક્ષાવ્રત કહેવાય છે (૧) અનર્થદંડ ખોટા વિચારો આદિથી નકામુ કર્મબંધન, ( ) સામાયિક, (૩) પૌષધ સાધુ જેવુ જીવન જીવવુ અને (૪) અતિથિસંવિભાગ – અતિથિનો સત્કાર કરવો – સાધુ આદિને સુપાત્રદાન દેવુ આમ પાંચ અણુવ્રત ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રત મળીને શ્રાવકના – ગૃહસ્થના બાર વ્રત

થયા ૪૬ આનુ ગુજરાતી ભાષાંતર ગાયકવાડ સરકાર તરફથી મગનલાલ ચુનીલાલ વૈદ્યે કર્યું છે ૪૭ પ્રવેશ, આ કા મ મૌ ૮, પૃ ૧૮ ૪૮ વીની ૪૯ તવ દીર્ઘ સહકાર ૫૦ તે સાર ૫૧ કુમારપાળ રાજા પાસે (તે મારી ગયેલી વહાની સ્ત્રી મને) પાછી મળશે ૫૨ ગુસ્સે થયેલો રાજા પણ તે લઈ શકતો નથી. ૫૩ ઋણ વિના – હેતુ કર્યા વગર ૫૪ વરા – વરો, જમણવાર – ન્યાત ૫૫ ઋષભદેવ અને તેમના પુત્ર ભરત રાજાના સમયમા બધા જૈનો વ્રતવારી શ્રાવકો હતા કાલક્રમે ૧૧ મા તીર્થંકર શ્રી શ્રેયાંસનાથના જન્મ સમયના જૈનો વ્રતપચક્ખાણ અને ભણવા ભણાવવાનુ ભૂલી લગ્નવિધિ કરાવવાનો ધંધો લઈ બેઠા, હોળીએર રાત્રિભોજન કરવા લાગ્યા, સંવત્સરીસ્નાન અને શ્રાદ્ધ કરવા લાગ્યા, ખાડવા ફટવાના કામ કરવા માડયા અને ઘણા અનાર્ય આદરી વઠી ગયા હતા એ જોઈ શ્રેયાંસનાથે તેમને સદ્ધર્મનો ઉપદેશ આપ્યો – લગ્નવિધિ, વાર્ષિક સ્નાન, શ્રાદ્ધ વગેરે બ્રાહ્મણ ધર્મની ક્રિયાઓથી સાચુ શ્રેય થતુ નથી તેવો ઉપદેશ દીધો અને ત્યારથી જૈનો ઉપર શૈવોને – બ્રાહ્મણોને જય મળ્યા કરે છે (ખંડ રજો, પૃ ૮૯થી ૩૬) આ બીનાનો ઉલ્લેખ કવિની નવમી કૃતિ ભરતબાહુબલિરાસમા પણ આવે છે ૫૬ દિવસ ૫૭ ઓધરૂપી વરસાદનુ અટકવુ ૫૮ વખત ૫૯ ભેજ ૬૦ વર માગ ૬૧ એક જૈન આગમ ગ્રંથ ૬૨ કવિવર સમયસુંદરે આના ઉપર એક આખો રાસ ‘કેશીપ્રદેશીપ્રબંધ’ રચ્યો છે (જુઓ ‘કવિ સમયસુંદર’) ૬૩ વેર. ૬૪ ઋણ – હેતુ ૬૫ દીનગીર ૬૬ આખો ૬૭ ટુકો ૬૮ ચંદ્રમાને ૬૯ પાદુ ૭૦ વાસ અત્રે કવિના ગુરુ વિજયાનંદસૂરિના નામનો ઉલ્લેખ છે આ પ્રમાણે ‘ઇમ ભાખે ગુરુહીર, વિમળ કહે’ વગેરેમા કવિના અન્ય ગુરુઓના નામના ઉલ્લેખો પણ ઋષભદાસના અન્ય સુભાષિતોમા આવે છે ૭૨ ગોથ ૭૩ કૃપણ ૭૪ નાગનો દમન – નાગને દમનારો ૭૫ વગણ ગગણ ૭૬ વાદળ ૭૭ પાણીની પખાલ જેવી ૭૮ તરસ્યો ૭ ટીમનો ૮૦ હેવાન ૮૧ તે જ સમયે તેમના ગુરુભાઈઓ ધર્મસાગર અને રાજવિમલને પણ ઉપાધ્યાયપદ આપવામા આવ્યુ હતુ ૮૨ આ વિજયસેનસૂરિનો જન્મ નડુલાઈ નામના ગામમા થયો

તેમનુ ગૃહસ્થપણાનુ નામ જેસિંગ (ધ) હતુ તેમના પિતા કર્માશાહે તેમની પહેલા જ દીક્ષા લીધી હતી જેસિંગની ઉમર આઠ વરસની હતી ત્યારે અને વિજયદાનસૂરિ સુરતમા હતા ત્યારે તેમની માતા કોડાઈએ પોતાના પુત્રની સાથે સુરતમા દીક્ષા અંગીકાર કરી હતી તેમનુ દીક્ષા નામ ‘જયવિમલ’ હતુ અને આચાર્યપદે સ્થપાયા પછી તેમનુ નામ ‘વિજયસેનસૂરિ’ રાખવામા આવ્યુ હતુ વિજયસેનસૂરિના જીવન વિષે વધુ માહિતી ઋષભદાસના હીરવિજયસૂરિરાસના પૃ ૪૦ ૪૧ તથા પૃ ૧૮૭થી ૧૯૧મા વિસ્તારથી આપેલ છે ૮૩ હીરવિજયસૂરિ વિષે બીજી કેટલીક અગત્યની માહિતી આગળ ઉપર પણ આપેલી છે ૮૪ માન પામીએ ૮૫ પોતાને ૮૬ દિનમો ૮૭ ટુકો ૮૮ સીસમનુ ઝાડ ૮૯ આ અકૂ કવિ ભવિષ્યના સંશોધનનો એક વિષય છે કારણ કે હજુ સુધી કવિ ઋષભદાસ સિવાય કોઈએ (મો દ દેસાઈએ પણ) તેની નોંધ લીધી નથી અને તેની કોઈ કૃતિ પણ હજુ પ્રકાશમા આવી જણાતી નથી ઋષભદાસે તેની ખાસ નોંધ લીધી હોઈ તે